શ્રી પ્રાગટ્ય સિદ્ધાંતનુ અનુસંધાન

અને

શ્રી તૃતિય તરંગનુ પુરઃ સંધાન

# વ્યારાના ગોપાલદાસ

## વિરચિત

# શ્રી ગુજરાત પ્રસંગ

## અથવા

# રસિક રસ

શ્રી ગોકુલેશો જયતિ

ગુજરાત પ્રસંગ

## પુર્વ પિઠીકા

લેખક :- શ્રી ગોકુલભાઈજી (ભરૂચ)

ત્યાંહાં પ્રથમ ગ્રંથ પ્રાગટયનું કારણ પુર્વ પીઠીકાએ ગોકુલભાઈજીએ લખેલ છે તે લખીએ છીએ.

સ્વસ્તિ શ્રી વિઠલેશકુમાર શ્રી ગોકુલેશજી, અતિ કરૂણા સમુદ્ર, ભકત વત્સલ, પરમાવીધિ, રસીકવર શ્રેષ્ઠ, સકલ ગુણ અલંકૃત, એહવા જે પ્રભુ તે ગુજરાત પધારી અતિ રસ અનુભવ કર્યો તે પ્રસંગ ભગવદ ઈચ્છાથી લખીએ છીએ. જે શ્રીમુખે ઘણીવાર વારતાને પ્રસંગે રસાવેસ થકા ગુજરાતના પુરાતન ભગવદીઓની સરાહના કરી છે તે તેણે સમય મહાભાગ્યવાન જે હુતા તે ભગવદીએ તે સમે બેઠા સાંભળી છે તે પ્રકાર :- એક તો શ્રીમુખના વચન ''ગુજરાત પ્રદેશ હમ એકહી વાર કીયો હે, ઔર ભગવદી એસે હતે જીનકે દેખીવેકું જઈએ, એ ભલી ભઈ જે હમકું વહાંલો જાનો ભયો, નાહીંતો બડોહી પશ્ચાતાપ રહેતો, એસે ભગવદીયકું કેસે દેખતે, સો એસે ભગવદીયકો દર્શન ભયો સો કહા કહીએ'' એણે પ્રકારે ઘણીવાર પોતે સરાહયા છે તે સર્વ કોઈએ સાંભળ્યુ છે. તથા જેણે જેણે ગામ તેણે ઠામ જેણી જેણી મજલે તેણે તેણે સ્થલે જયાંહાં જયાંહાં જગ્યા પધાર્યા છે તે વારતાં ઘણીવાર પોતે રસાવેસ થકી કરી છે તે સર્વ કોઈએ સાંભલી છે.

કોઈ કોઈ ભાગ્યવાન ભગવદીએ સાંભળી છે ને કોઈ કોઈએ શ્રીમુખના વચના લખી રાખ્યા છે. તે વચનનો મર્મ લઈ તથા શ્રીમુખના વચનની સુરતી કરીને ''શ્રી રસીક રસ ગ્રંથ'' મહેદ કૃપાથી બુધ્ધિ અનુસારે થઈ આવ્યો છે તે પ્રકાર લખીએ છીએ.

કેટલોએક પ્રકાર તાં શ્રીમુખના વચનામૃતથી પ્રગટ થયો તેથી જાણ્યો, કેટલોએક પ્રકાર તાં પુરાતન ભગવદી તે સમાજ માંહેંના હતા તે દ્વારા શ્રીજીએ જણાવ્યુ અને કેટલોએક પ્રકાર મહેદ અનુગ્રહથી શ્રીજી હૃદયારૂઢ થઈ ભાવાનુસારે જણાવ્યો તેણે પ્રકારે કરી ''શ્રી રસીક રસ'' ગ્રંથ ગુજરાતી ભાષાએ માંગલ્ય ૧૬ થયા તે ભિન્ન ભિન્ન રાગે ભિન્ન ભિન્ન જાતે ગવાશે.

ગુજરાત પ્રસંગ - પૂર્વ પીઠીકા

હવે આ ગ્રંથ પ્રગટ થયાનું કારણ :- જે જે સમયે પોતે રસાનુભવ કીધો તે વારે કોઈ આજના સમયના ભગવદીને તે અનુભવ નહોતો થયો તેથી પોતે આ ગ્રંથ પ્રગટ કરાવીને વિપ્રયોગમાં તે પાછલો પોતાના રસનો અનુભવ કરાવવાને અર્થે ભગવદીની સ્થિતિ

રાખીને આ ગ્રંથ પ્રગટ કરાવીને અહાં તે રસનો અનુભવ કરાવ્યો છે. જે કોઇ ભાગ્યવાન હસે તેને આ ગ્રંથ દ્વારા તેહજ રસનો અનુભવ થાસે એમાં સંદેહ નહીં અને જેહને ક્ષણ માત્ર આ ગ્રંથ ઉપર અરૂચી હોય તેને રસાનુભવ ન હોય તેમાં પણ સંદેહ નહીં.

બીજુ કારણ :- વિપ્રયોગ જનીત પ્રતીબંધ નીવારણને ગુણગાન વિના પ્રતિબંધ દુર થાય નહીં માટે શ્રીપ્રભુજીએ સ્વતઃ સ્વકીય ભગવદીય અંગીકૃતના હિતને અર્થે આ ગ્રંથ પ્રગટ કરાવ્યો. શા માટે ? જે વર્યા જીવ તેહને તો લીલા દ્વારા પ્રતીબંધ દુર કરાવીને મહા સ્વરૂપ દાન કરાવ્યું છે.

ત્રીજુ કારણ :- જગત તણા ઉદ્ધારને અર્થે. એહવા અનંત કારણ છે. એમ ભગવદીને આવશ્યક ગુણગાન કરે માટે રૂચી પુર્વક ગાન કરાવ્યું. હવે જેહને આ ગ્રંથ ઉપર રૂચી હોએ તે તો આ ગ્રંથ સાંભલજો અને રૂચી ના હોય તો ના સાંભળજો. શા માટે ? જે એ મહા રસીકરાયની રસ લીલા અગાધ છે તે મધ્યેની કણીકા આ ગ્રંથમાં છે. અને વળી જીવની બુધ્ધી થોડી છે અને વણ સમજ કરતને વિષે દોષ ઉપજે માટે સર્વ ભગવદીયને એટલે વિનંતી છે. તે હવે ગ્રંથ લખવાનો પ્રારંભ કરીએ છીએ ત્યાં પ્રથમ ગુજરાતી ભાષાએ ''મંગલાચરણ'' લખીએ છીએ. શ્રી મહાપ્રભુજી કર્તુમાકતું અન્યથા સર્વ કરણ સમર્થ, મહા અતુલ, અસધારણ પ્રાગટય, ન ભુતો ન ભાવી એહવા જે શ્રી પુરૂષોતમ, પરમ કૃપા સાગર, સ્વતઃ કૃપા સંયુકત ભકતને હિત, ભકતના મંગલ અર્થે ભુતલ મધ્યે પ્રાગટ શ્રી શ્રી શ્રી શ્રી ગોકુલેશજી જે જે જે જે મહા માંગલ્ય સ્વરૂપ શ્રી ગોકુલ નિજધામને વિષે મહા ભાગ્યવાન ભકત સું લીલા કરે છે. ત્યાં અનંત જીવના ભાગ્ય વિસ્તારવા, કૃપા સંયુકત ભાગ્યવાન ગુજરાતને પાવન કરવા વિજય કીધો તે પ્રસંગ સર્વ ભકતને ચરણ લાગી, માન લાગી ''રસીક રસ'' ગ્રંથે કરી યથામતી લખું છું,........સમાપ્ત...

## માંગલ્ય -૧- પહેલું

રાગ :- ''સુહો'' ચોપાઇની જાતે ગવાસે.

જયશ્રી ગોકુલપતી સદા જયશ્રી ગોકુલચંદ ।। જયશ્રી વિઠલ સુત નવલ સુખનીધી આનંદ કંદ ૧
પરમદયાલ કૃપા નીધી કરૂણા સિંધુ અપાર ।। અતિ ઉદાર રસદાન ભર પુષ્ટિ તણુ જે સાર ૨
ચરણાંબુજ રજ શીષ ધરી પ્રેમે કરૂં પ્રણામ ।। લીલા અદભુત પ્રેમ રસ તે કહવા કરૂં હામ ૩
અતિ અગાધ રસ પ્રભુ તણો તે મેં કેમ કહેવાય ।। જો હું જાચું દીન થઇને તો પ્રભુ કરે સહાય ૪
ગુજરાતે પધારીયા તે લીલા સીંધુ અપાર ।। કણીકા એક વર્ણન કરૂં બુદ્ધી તણે અનુસાર ૫
જુગ જુગમાં પ્રગટ હવા અંસ કલા અવતાર ।। તેહનો જસ ત્રિભુવન પ્રગટ વેદમે વિસ્તાર ૬

પુરૂષોતમ રસરૂપ જે સકલ સારનું સાર ।। એ પ્રાગટ અતિ અભિનવું નિગમ ન જાણે પાર ૭
શોભા રૂપ અંગ અંગ વિષે સર્વાંગે મોહક રૂપ ।। ગુણ તે મધ્ય અગણીત પ્રગટ ગુણ એક એક અનુપ ૮
અનીરવચની ભાવે કરી કહે જયાં પ્રવેશ નહીં ધીર ।। મન અગમ અણુ અંસતરૂ નિશ્ચય નિરવચની ૯
તુમસે તુમહી એહ સત્ય તુમહીસે તુમ એહ ।। પુરણતા પુરણ સકલ પુરણ તો છે જેહ ૧૦
લીલા સામગ્રી સહિત સર્વ કરણ સામર્થ ।। કૃપા હેત ઈચ્છા કરી પ્રગટ જીવને અર્થ ૧૧
શ્રી વિઠલ ગ્રહ પ્રગટીયા સકલ ધર્મનું ધામ ।। શ્રી વલ્લભ રસરૂપ જે પુરણ કોટીક કામ ૧૨
રસીકરાય શીર મુગટ મણી સુંદરવર સકુમાર ।। અંગ અંગ આનંદમય ભકત તણા આધાર ૧૩
સુંદર વદન સોહામણું અંબુજ નયણ વિશાલ ।। કુંડલ રાજત કર્ણ મધ્યે કેશર તિલક સુભાલ ૧૪
રેખા શ્યામ અનુપ અતિ ભ્રકુટિ ભ્રંગ વિલાસ ।। ગલ સ્થલ સોહે ઘણું નાશા શ્યામ સુવાસ ૧૫
અધર અરૂણ અતિ રસભર્યા મુસકન ઈસદ હાસ્ય ।। વચન માધુરી અવ્યકત રસ પ્રમુદિત અતિ હુલ્લાસ ૧૬
તુલસી ગુંજા માલ બહુ લલકે કંઠ સુદેશ ।। ધોતી ઉપરેણો ધર્યો નિત્ય નિત્ય નવલે વેશ ૧૭
કર અંગુલિમાં મુદ્રીકા મણી હીરા જટિત અમોલ ।। શ્રી અંગ શોભીત સકલ નહીં કો એહને તોલ ૧૮
નિત્ય નવલી લીલા કરે શ્રી ગોકુલ નિત્ય વિહાર ।। જેતે રસ અનુભવ કરે ભાગ્ય તણો નહીં પાર ૧૯
પબોત્રિવાડી ભકત ને ચાંપાશંકર નામ ।। પ્રભુ આગલ કરી વીનતી કીજે પુરણ કામ ૨૦
રાજનગર હરીવંશજી લખી વિનંતી એહ ।। લેઈ બેહુ કરસું આગલ ધરી પ્રભુ વાંચીએ એહ ૨૧
સનમુખ થઈ શ્રી હસ્તમાં લીધી મુખ મુસકાય ।। વાંચે વદન પ્રસન્નસું મનમાં મોદ ન માય ૨૨
સ્વસ્તિ શ્રી વ્રજપુર તિલક જે વ્રજ મંગલ રૂપ ।। વ્રજ નાયક આરત હરણ જયજયશ્રી ગોકુલ ભુપ ૨૩
દ્વિજવર વપુ દ્વિજકુલ પ્રગટ જગ ઉધારણ મહારાજ ।। આનંદ માત્ર કરપાદ મુખ ઉદ આદિ અંગ કાજ ૨૪
રસ મારગ મર્યાદા પ્રગટ પુષ્ટિ સૃષ્ટિનું સુખ ।। વરણ ભેદે અંગીકરણ હરણ વિરહનું દુઃખ ૨૫
અનીરવચની તાં માત્ર છે નિરવચની ગુણ ગ્રામ ।। તમ સરખા તમો પ્રભુ જગત તણા વિશ્રામ ૨૬
ગુણ અગણીત મહીમાં સકલ પામે નહીં કો પાર ।। અદભુત પ્રાગટ ભકત હિત જયજય નિત્ય વિહાર ૨૭
અતિ રસદાન શિરોમણી જાણ શીરોમણી રાય ।। વૈભવ આચારી સદા નિજજનના સુખદાય ૨૮
કામી કામ વૃથા હરણ બહુ મંત્રી ગંભીર ।। અભિમાની સુંદર ઘણું દક્ષણ નાયક ધીર ૨૯

રાજનગરથી રાજનો ભકત ચરણરજ અંસ ॥ કોટી કોટી દંડવત કરૂં કરજોડી હરીવંશ ૩૦
કુશલ રાજ દીઠા હશે જોવાનો અભિલાખ ॥ વચને કેમ કરી વિનવું મનનું મન છે સાખ ૩૧
આંહાં નિકટ પુર દ્વારીકા કરવા જસ વિસ્તાર ॥ શ્રી આચાર્યજી શ્રીગુંસાંઇજી પધાર્યા બહુવાર ૩૨
ધર્મ ધુરંધર રાજ છો તમો ન પધારો જયાંહાં ॥ તે સ્થલનો મહિમા કેમ હશે કોણ આવશે ત્યાંહાં ૩૩
એહ મિસે સહુ ભકતના કરો ભાગ્ય વિસ્તાર ॥ પધારી આરત હરો પ્રાણ તણા આધાર ૩૪
ભકત તરૂ જોબન કુસુમ ફુલ્યા બહુ પ્રકાશ ॥ રાજ પધારો ફલ હશે પુરો મનની આશ ૩૫
પોતાનું જોબન જુએ પોતે અતિ અકુલાય ॥ અભિલાખા અંતર દહે જે ક્ષણુ તમ વિણ જાય ૩૬
સામગ્રી ઉપયોગની થઈ તે સેવા જોગ ॥ તેહને મન આરત ઘણી આવે પ્રભુને ભોગ ૩૭
પુરૂષ તમો ભુષણ તમો વરદેસ્વર સુખભુપ ॥ વિરહ જનીત સહુ દુ:ખ હરો સુરતી નાથ રસરૂપ ૩૮
કોણ હેત પ્રાગટ હવું ભકત પ્રગટ સે કાજ ॥ તે ઉપર ઉચીત ઘટે તેહ કીજીએ રાજ ૩૯
પ્રગટયા પણ દીઠા નથી સહુ મન એહ ઉમાહ ॥ કૃપાનાથ કરૂણા કરી આવી મોટા માંહાં ૪૦
ભકત મનોરથ અતિ ઘણા તે કહી પેરે કરૂં પ્રકાશ ॥ રસિકરાય રસ જાણ છો પુરો મનની આશ ૪૧
બહુ વચને તેહને કહું જે નહીં સમજે સંકેત ॥ તમે અહર્નિસ અંતર રમો જાણો મનનું હેત ૪૨
રાજ વિનતી માનીએ લખી બેહુ કર જોડ ॥ પાયોધારો પ્રેમે કરી સહુને મન અતિ કોડ ૪૩
ઇચ્છાએ અનુગ્રહ કરી કીધો પ્રભુ વિચાર ॥ ભકત હેત મન આણીયું મોદ તણો નહીં પાર ૪૪
હરીવંશજીની કાની અતિ માની લીધી તેહ ॥ કારણ એમાં છે ઘણું જાણી પુરણ નેહ ૪૫
અંતરજામી ભકતની આરત સહીય ન જાય ॥ નિમિત દ્વારકાનો કરી કીધી પ્રભુએ સહાય ૪૬
ભાગ્ય ફલ્યા ગુજરાતના પ્રભુએ આણ્યુ મન ॥ પાયોધારવું નિશ્ચય કર્યું પ્રમુદિત વદન પ્રસન્ન ૪૭

ઇતીશ્રી ગુજરાત પ્રસંગનું માગલ્ય ૧ સમાપ્ત

## માંગલ્ય -૨- બીજું

સંવત ૧૬૪૬ સાર ॥ ચૈત્ર સુદી નવમી શુભવાર ૧ ગોવિંદ ત્રિવાડી પબો જોશી જેહ ॥ મુહુરત આપ્યું ઉત્તમ એહ ૨
ચાંપોભાઈ તેડાવ્યા પાસ ॥ અતિ પ્રસન્ન બોલ્યા સુખરાસ ૨ નીકે મુહુરત લીનો આજ ॥ વેગે સિધ્ધ કરો સબ સાજ ૪
કુટુંબ બાલક બેટી વહુ ॥ સમાધાન કીધા છે સહુ ૫ વાગો પહેરી ભીતર ગયા ॥ શ્રીનાથજી સું વિદા થયા ૬

ભીતરીયા સહુ તેડયા ત્યાંહાં ।। તુમતો સબે રહેત હો આંહાં ૭ સેવાકી બોહોત કહા કહું ।। કરીયો જે પ્રસન્ન હું રહું ૮
શોભાજી કમલા અપરમૈયા ।। તેસું વિદા થવાને ગયા ૯ બેહુ કર વારી પ્રભુને શિષ ।। બહુપેરે દીધી આશિષ ૧૦
વિજય તિલક અતિ પ્રેમે કર્યું ।। શ્રી કરમાં બીડું ધર્યું ૧૧ બાલ વૃધ્ધ જે ગોકુલ માંહાં ।। સહુકો આવી ઉભા રહયા ત્યાંહાં ૧૨
ભકત સદા જે રસના પાત્ર ।। પ્રિય વિણ રહે ન ક્ષણમાત્ર ૧૩ અતિ આશકત સ્નેહભર જેહ ।। વિવસ વ્યાકુલ થયા તેહ ૧૪
પ્રિય તણે અતિ આવર્યા ।। વિરહે લોચન જલસું ભર્યા ૧૫ રોકયા ન રહે થયા અધીર ।। બેહુ કુલ વહી ચાલ્યા નીર ૧૬
સ્નેહ બિન્દુ કપોલે ઝરે ।। ને ગલસ્થળ થઈ તે ઉતરે ૧૭ સિથિલ થયા સહુ અંગોઅંગ ।। ન લહે વિહવલ ગતિ અતિ પંગ ૧૮
જોઈ ન શકે રૂપ રસાલ ।। લોચન પર વહે તે ભાલ ૧૯ ભાવ સહુના એકે મન ।। એક પ્રેમ વશ કહે વચન ૨૦
અબલાનું ધન જીવન તમો ।। જીવન વિન કેમ રહીએ અમો ૨૧ દેહની સ્થિતિ તે નવ રહે ।। વિપ્રયોગ આગમ અતિ દહે ૨૨
પ્રાણ પ્રયાણ લહી તતકાલ ।। પ્રભુએ સ્વતઃ કરી સંભાલ ૨૩ જોયું આણી કરૂણા દ્રષ્ટિ ।। સ્નેહ સહિત કીધી રસવૃષ્ટિ ૨૪
પરસ્પર મલ્યા લોચન ।। સમાધાન કર્યા તે મન ૨૫ ભાવ સુચવે પોતા તણો ।। સ્નેહ તામરો છે અતિ ઘણો ૨૬
મન તેહોના પોતે હરી ।। પોતાનું મન ત્યાં સ્થિત કરી ૨૭ વિજય કરૂં જો આજ્ઞા કરો ।। સોચ રંગ કછુએ મતિ ધરો ૨૮
પ્રિય વચન રૂચીએ ચિત ધરી ।। જો સુખ હોત કછુ એણે કરી ૨૯ ઈચ્છા જેમ પ્રસન્નતા નાથ ।। તેહ વિચારો સહિઅર સાથ ૩૦
ભાવ સહિત તે દે આશિષ ।। વેગે આવીએ પ્રાણાધીશ ૩૧ સુણી વચન પ્રભુ થયા પ્રસન્ન ।। ભાવ ભકતના આવ્યા મન ૩૨
ચાંપા વેગે કરો તુમ કાજ ।। ઘોડા વાહેણીકો સબ સાજ ૩૩ રથમાં મખમલી તકીઆ ધર્યા ।। સારથીએ જોડી આગળ કર્યા ૩૪
તુરંગ સજજ કરી લાવ્યા ।। પ્રભુ તણે મન અતિ ભાવ્યા ૩૫ પ્રભુજી સિધ્ધ થયા તે વાર ।। કીધા બહુ મંગલ આચાર ૩૬
શ્રીગોકુલપતિ થયા અસવાર ।। સઘલે હુઓ જયજયકાર ૩૭ શોભા ત્રીભુવનમાં નવ માય ।। વિજય કરે શ્રી ગોકુલ રાય ૩૮
દધી દુર્વા સનમુખ લાવ્યા ।। તે શુકન વાદી ત્યાંથી ચાલ્યા ૩૯ પધાર્યા પ્રભુ જમુના તીર ।। શોભા લહેરી વહે અતિ નીર ૪૦
નાવે બેઠા શ્રી મહારાજ ।। સાથે સહુકો ભકત સમાજ ૪૧ નિરખે છબી તે શ્રીમુખ તણી ।। તેમ તેમ આરત વાધે ઘણી ૪૨
ભ્રકુટી લોચન લોલ વિશાલ ।। સુંદર તિલક બિરાજે ભાલ ૪૩ અધરણ મધ્ય રેખા જેહ ।। ભકત તણા રસદાતા તેહ ૪૪
સ્નેહ અનુભવી રહયા તે લોભાય ।। સિપસુખને નિજવિરહઅકુલાય ૪૫ ખેવટ જેમ જેમ ખેંચે નાવ ।। સુક્ષ્મ પ્રમાણે કરે તે પ્રભાવ ૪૬
યમુનાજી અતિ ધીરા વહે ।। ભાવ ભકતના તે સહુ લહે ૪૭ પોતાના પતિ પ્રાણ આધાર ।। ભકત સહિત પધાર્યા પાર ૪૮
ચાંપાભાઈએ વિનંતી કરી ।। ખરીકમાં બેઠા ઉતરી ૪૯ આવી પહોંચ્યો સઘળો સાજ ।। સમે સમે જેહોનો છે કાજ ૫૦
વેગે આવી પહોંચ્યું જેહ ।। સંક્ષેપે કહીએ છે તેહ ૫૧ સરવરીયો કૃષ્ણદાસ ખવાસ ।। એ સહુ રહે તેહને પાસ ૫૨

ગડુઓ સાથ તીપાયે કરી ॥ ઝોલાની ફીરતી ઝાલરી ૫૩ કપુરદાની બીડા ઘણા ॥ સંજોગે અતિસે તે વણ્યા ૫૪
ગોપીચંદન ચંદનસીપ ॥ મુદ્રા તુલસી રહે સમીપ ૫૫ વલ્લભી દુલરી માલા સાર ॥ જનોઈ પવિત્રા ગુંજાહાર ૫૬
કૃષ્ણાગર ને સોંધા સંગ ॥ ઉતમ ચંદન કેશર રંગ ૫૭ ચરણામૃત બહુ એહોને સાથ ॥ ધોતી અપરસ થેલી હાથ ૫૮
કટોરો કાંકસી ફુલેલ ॥ ગુલાબ ચમેલી ઉતમ તેલ ૫૯ સિવા લખીત ને પતડું જેહ ॥ જન્મપત્ર વૃષભ ફલ સંગ તેહ ૬૦
સુંદર વસ્ત્ર પહેરવા તણા ॥ સેજ બિછાવણા છે અતિ ઘણા ૬૧ સેજબંધ સુપેતી સહુ ॥ બાલીસ્ત ગીડદા કોમલ બહુ ૬૨
ગાદી તકીયા મખમલી સાર ॥ બિછાવણા બહુભાંતી અપાર ૬૩ પોથી નીજ જે જીવા તણી ॥ કાગલમાંસીઆણીલેખનઘણી ૬૪
છાપા પંખો સુંદર સાજ ॥ સમે સમે આવે તે કાજ ૬૫ થાલ વિશાલ કટોરા બહુ ॥ તકિઆ પડઘી તષ્ટી સહુ ૬૬
એ સાજ સહુ વાહેણી માંહેં ॥ ખવાસજી લેઈ બેઠા ત્યાંહાં ૬૭ શાક સામગ્રી નાના ભાંત ॥ સુકુ દહીં લીધું કરી ખાંત ૬૮
હલદી ચુન આંબલી સાર ॥ મિરચ બુકની ભાંતિ અપાર ૬૯ સીધા વિવિધી વસાણા બહુ ॥ સુંદર મેવા લીધા સહુ ૭૦
સોંજપાત સામગ્રી ઘણી ॥ સંખ્યા કેમ કહીએ તે તેણી ૭૧ તતેડો ગગરો નાહવા કાજ ॥ ચોકી પીઢા અપરસ સાજ ૭૨
સમીઆના કનાત રાવટી ॥ અતિ સુંદર સોહે અટપટી ૭૩ પાક સેન બેઠકના ઠામ ॥ તેના કથા લગી કહીએ નામ ૭૪
સામગ્રી લેવાની સાથ ॥ ભંડારીને સોંપી તે હાથ ૭૫ સાજ સહુ એ વિધીસું કરી ॥ તે સહુ લીધા છકડા ભરી ૭૬
આજ્ઞા લઈને ચાલ્યું સહુ ॥ સમૃધ્ધ થઈ છે તે અતિ બહુ ૭૭ પ્રભુ વિચારે મનસું એહ ॥ અંતરંગ તણો જે સ્નેહ ૭૮
સીંચન કીધું કરૂણા દ્રષ્ટિ કરી ॥ લોચન તેહોના આવ્યા ભરી ૭૯ વચને કરી કીધું મનુહાર ॥ અમિત માધુરી જે રસસાર ૮૦
વિજય કરવાને થાયે અવાર ॥ ચાલી ન શકે સ્નેહ અપાર ૮૧ સમાધાન તેહોના બહુ કર્યા ॥ પ્રભુના નયણા અતિ રસભર્યા ૮૨
પ્રાણનાથ પછે થયા અસવાર ॥ શોભા તણો નહીંતે પાર ૮૩ દ્રષ્ટી પંથે ઉભા છે જેહ ॥ કરી દંડવત ચાલીયા તેહ ૮૪
ભાવ ભકતના મનમાં રમે ॥ પ્રગટ થયા જે વિદા સમે ૮૫ જેમજેમ ચાલે ત્રીભુવનભુપ ॥ શોભા તણુ સકલ જે રૂપ ૮૬
અનુભવ કરે ભકત જે સંગ ॥ ફરી ફરી નિરખે તે શ્રી અંગ ૮૭ વ્રજમેં પોતા કેરૂં ધામ ॥ તેહોના વ્હાલો પુરણ કામ ૮૮
પેડે ચાલે થઈ પ્રસન્ન ॥ ભકત હેતસું કહે વચન ૮૯ ચંચલ તુરી ચપલ ગતી કરે ॥ જેમ સુખ પ્રિયને તેમ ડગ ભરે ૯૦
ક્ષણુ ક્ષણુ છબિ વાધે ગંભીર ॥ જોઈ ન રહે કેનું ધીર ૯૧ પાયોધાર્યા પારાસોલી થઈ ॥ વધામણી ત્યાં સઘલે ગઈ ૯૨
આન્યોરે તે દિન આવ્યા ॥ નાથજીને મન અતિ ભાવ્યા ૯૩ વેગે પ્રભુજી ત્યાં જઈ મલ્યા ॥ પરસ્પરે ભાવે અતિ ફલ્યા ૯૪
પ્રેમસું ત્યાંહાં કરી વિદાય ॥ વિરહ મનમાં અતિ અકુલાય ૯૫ વેગા પધારજો જીરાજ ॥ કરીએ સિધ્ધ ભકતના કાજ ૯૬
ગદગદ કંઠ લોચન જલ ભર્યા ॥ મન ચાલે નહીં તેમ ડગ ભર્યા ૯૭ ઉપરેણો શ્રીકરમાં ધરી ॥ નયણા નાશીકા લોહે તે દુરી ૯૮

સ્નેહ દુરાવી જાણી નેહ ।। કારણ ભકત તણે હિત તેહ ૯૯
વિદાય લઈ પધાર્યા જહાં ।। ભીતરીઆ આવ્યા છે ત્યાંહાં ૧૦૦
પહેરીયો વાગો પ્રેમે કરી ।। વૈજંતી તે શ્રીકંઠમાં ધરી ૧૦૧
બીડું આપ્યું પ્રભુને શ્રીહાથ ।। વિજય તિલક કરી નામે માથ ૧૦૨
આન્યોરે થઈ પરવરીયા ।। ભકત સહુ કો હરખે ભર્યા ૧૦૩
સાથે મહાબડભાગી ભકત ।। પ્રભુ તણે રસ અતિ આસકત ૧૦૪
પબો ત્રિવાડી ગોપીનાથ દાસ ।। જીવોજી ને કૃષ્ણદાસ ખવાસ ૧૦૫
માધવદાસ પરચારક ભલો ।। સેજયા લે દેવદાસ અકેલો ૧૦૬
હરિપત ભટ કરે ત્યાં પાક ।। નાના વિધી ભોજન કે શાક ૧૦૭
રાઘવદાસ સમારે પાન ।। તેહનુ સહુ કો રાખે માન ૧૦૮
પાનતણી પ્રભુને રૂચી ઘણી ।। સાથે થેલી મઘઈ તણી ૧૦૯
બેકટી સુપારી છીટ લવંગ ।। એલચી કાથો સુપારી સંગ ૧૧૦
મહાવદાસ હરખે મન ભરે ।। વૈશ્નવ તણી રસોઈ કરે ૧૧૧
શ્યામદાસ ગોરો છે સાથ ।। દ્રવ્ય રહે એહોને હાથ ૧૧૨
કાહાનો મહેતો ભંડારી ।। સાથે શ્રીપાત ડંડા ધારી ૧૧૩
ગ્વાલ ગણેસો દહીં મથે ।। સર્વ પોહોરૂઆ એક જુથે ૧૧૪
ખીમકરણ પુરવીયો જેહ ।। હાંસી ટોક કરે બહુ તેહ ૧૧૫
સાથે નરવદ ને હરિદાસ ।। એ બેહુની સેવા ઘોડા પાસ ૧૧૬
રથ ઘોડા ને છકડા સાથ ।। પેંડે વાસો વસીયા નાથ ૧૧૭
એ બડભાગી લીધા સંગ ।। અતિ ઉછાહા ભર્યા તે રંગ ૧૧૮
ધોબી વારી લીધા સાથ ।। તે સહુની સાથે જગન્નાથ ૧૧૯
લીલા પ્રગટ ત્યાં એક કરી ।। સેવક બેઠા પાલખી ફરી ૧૨૦
સાથે બેસી કરી ફલઆહાર ।। સહુને મોદ તણો નહીં પાર ૧૨૧
ગ્વાલ મંડલી કીધી પ્રીત ।। રાખી વહાલે વ્રજની રીત ૧૨૨
પ્રાતઃ વિજય કરે છે નાથ ।। આગલ કીધો સઘલો સાથ ૧૨૩
તુરંગ છબીલો ને રહેવાલ ।। નીલો લટકણ સુંદર ચાલ ૧૨૪
કુમેદછડી કોડે ભર્યા ।। બાગડોર સુહાથે ધર્યા ૧૨૫
સુલક્ષણનું રૂપ અપાર ।। નહીં કો તુરી એહોને અનુહાર ૧૨૬
સહુના માથા ઉપર તુરા ।। ચોરાસી ઘમકે ઘુઘરા ૧૨૭
જીનપોસ મખમલના જેહ ।। કોતલ કસસું કસીઆ તેહ ૧૨૮
પટા રૂપેરી જરીત અપાર ।। બેઉ પાસે કુંદણા લટકે સાર ૧૨૯
એ કોતલ સહુ આગલકર્યા ।। નાચતા કુદતા તે પરવર્યા ૧૩૦
વેગા પોતે તત્પર થયા ।। મોજા પહેરી ઉભા રહયા ૧૩૧
ઘેરાનો સુંદર ચોલણો ।। કાછ તેહનો અતિસે વણ્યો ૧૩૨
પહેરી સુજની છુટે બંધ ।। ઉપરેણો ઓઢયો શ્રીસ્કંધે ૧૩૩
ચંચલ ઉપર થયા અસવાર ।। ચાંપાભાઈ સું કર્યો વિચાર ૧૩૪
ઈહાં વહાંકી સુધી લીજીઓ ।। કાગત મોહે પઠે દીજીએ ૧૩૫
કરૂણા કરી બોલ્યા મહારાજ ।। સાવધાની સું કરીએ કાજ ૧૩૬
અમૃત વચણે વિદા કર્યા ।। ચાંપોભાઈ ત્યાંહાંથી ફર્યા ૧૩૭
વિજય કરી પાયોધાર્યા ત્યાંહાં ।। કરી રસોઈ મારગ માંહાં ૧૩૮
ઉતમ સર ને બહુ જલ ભર્યું ।। ત્યાં રહી પ્રભુએ ભોજન કર્યું ૧૩૯

ઈતિશ્રી ગુજરાત પ્રસંગનું માંગલ્ય ૨- બીજું સમાપ્ત

શ્રી ગોકુલેશો જયતિ

## માંગલ્ય -૩- ત્રીજું

ગુજરાત પ્રસંગ

પહેલી મજલ સીકરી માંહા ।। સરસ ભકત રાધાબાઇ ત્યાંહાં ૧
તેહના મનના મનોરથ ફલ્યા ।। ઘેર આવી ગોકુલ પતી મલ્યા ૨
રસ ચરિત્ર ત્યાં આચર્યું ।। ને મંગલાચરણ ઇહાંથી કર્યું ૩
વિચે વિચે પેંડાના ગામ ।। તેના કયાં લગી કહીએ નામ ૪
લાડબાઇ રણથંભોર માંહાં ।। કૃપા કરી પધાર્યા ત્યાંહાં ૫
તેના મનના મનોરથ જેહ ।। કૃપા કરી પ્રભુ પુર્યા તેહ ૬
આપી સુખ વિજય પ્રભુ કર્યો ।। ભકત હેત હર્ષ મન ધર્યો ૭
ત્રિવાડી મન ધરે ઉમાહા ।। વસે અવંતી તારણ શાહ ૮
તે વૈશ્નવકે દ્રવ્ય છે ઘણો ।। જો પ્રભુ અંગીકાર કરે તે તણો ૯
નાથ પધારે તેહને ધામ ।। પુરણ થાએ એહના કામ ૧૦
એ નિશ્ચય કીધુ મન માંહાં ।। શ્રીજીને પધરાવું ત્યાંહાં ૧૧
મારગ તેનો લઇ ચાલ્યા ।। રામપુરમાં તેહ આવ્યા ૧૨
પ્રભુએ પુછયું તેહનું નામ ।। પછે એ દુર્ગાવતીનું ગામ ૧૩
કહા એ પેંડો દ્વારકા તણો ।। નાજી કહયું ફેર છે ઘણો ૧૪
મારગ એ ઉજજેન નીસરે ।। સુણી રોષ પ્રભુ મન ધરે ૧૫
પબો ત્રિવાડી તેડયા ત્યાંહાં ।। મારગ મુકી ચાલ્યા કયાંહાં ૧૬
દ્વારકાની ના હોએ એ વાટ ।। તો બીજે કહીં જઇએ શા માટ ૧૭
ભાવ તમારો સર્વ મેં લહું ।। ઉચીત ના પ્રગટ હું કહું ૧૮
વચન કહે અતિ સે આરતે ।। ચલો તો મેરે સમંતે ૧૯
પ્રભુનો ભાવ ભકત મન વસે ।। બીજુ ન રૂચે તેણે મિસે ૨૦
પ્રભુએ જે જે આજ્ઞા કરી ।। અતિ પ્રસન્ન થઇ માથે ધરી ૨૧
લૌકીકે મારૂ મન અનુસર્યું ।। તો પ્રભુએ સ્વતઃ બલ પ્રગટ કર્યું ૨૨
રક્ષક ધર્મ ધુરંધર ધીર ।। તે કેમ સમજું હું અતિ કીર ૨૩
પેંડો ત્યાંથી સુધો ગ્રહયો ।। મારગ બીજો અલગો રહયો ૨૪
કુકડેશ્વરને ઘાટે ફર્યા ।। ઉદેપુર તલાવ ઉતર્યા ૨૫
શોભા પિછોલા સર તણી ।। નિર્મલ જલ ને લહેરી ઘણી ૨૬
બહુ તરૂવર ને ઉંચી પાળ ।। શિતલ છાંયા ધામ વિશાલ ૨૭
વિવિધ વિહંગ કરે ત્યાં રાગ ।। ફીરતા જલ ને મધ્યે બાગ ૨૮
ફુલ્યા બહુ કમલ પ્રગટ પરાગ ।। મધુકર ગુંજે અતિ અનુરાગ ૨૯
એહ અલૌકીક સર્વ સમાજ ।। કરે મનોરથ સેવા કાજ ૩૦
ઉલટ હતો એહના મનમાંહાં ।। આજ પ્રભુ ઉતરસે આંહાં ૩૧
પવન શીતલ સુગંધી વહે ।। જાણે પ્રભુ ક્ષણ એક આંહાં રહે ૩૨
મહા ભાગ્ય ભોમી નીરજી ।। જયાં રહેવા પ્રભુને રૂચી ઉપજી ૩૩
તેના હેત વિચારી રહયા ।। મનોરથ થકી અધિક ફલ લહયા ૩૪
જલ દ્રુમ ભોમ વિહંગમ તણા ।। વચન મુક પણ મનોરથ ઘણા ૩૫
ત્યાં પ્રભુએ કીધું ભોજન ।। વિજય કર્યો છે ઉત્થાપન ૩૬
ધુપખેડી શ્રી મસ્તકે ધરી ।। આગલ રાખી ટેઢી કરી ૩૭
નાઇ ખીરાભાઇનુ ગામ ।। પ્રભુ પધાર્યા તેહને ધામ ૩૮
અહીંથી વિજય કર્યો મહારાજ ।। સાથે પ્રભુ અને બહુ સમાજ ૩૯
વધામણી ઝાંડીલે ગઇ ।। હરીદાસ ઝાલાને કહી ૪૦
અતિ પ્રસન્ન મનમાં થયા ।। પધરાવવાને આગલ ગયા ૪૧
પ્રભુને સામા આવી મલ્યા ।। મનના તાપ સહુના ટળ્યા ૪૨

હરિદાસજીએ વિનંતી કરી ।। દયા કરી પ્રભુજીએ ચિત ધરી ૪૩ પધારીયા પ્રભુ તેહને ઘેર ।। સેવા તે કીધી બહુ પેર ૪૪
ગોવિંદ દુવે ત્યાં ભકત ।। તે પ્રભુસું છે અતિ અનુરકત ૪૫ ગુઢ ભાવ તેહના છે બહુ ।। અનુભવ વિણ જાણે કેમ સહુ ૪૬
એ બેહુ પ્રભુની સાથે થયા ।। પ્રભુ કરે છે અતિસે દયા ૪૭ પછે પ્રભુ ત્યાંથી ચાલ્યા ।। પાનોડા માંહાં આવીઆ ૪૮
શ્રીગુંસાંઈજીનો સેવક જેહ ।। નામ હરીપાલ ભીલ છે તેહ ૪૯ સુણી પ્રભુને સામો આવ્યો ।। પધરાવીને ઘેર લાવ્યો ૫૦
અતિસે ફુલ્યો અંગ ન માય ।। એહ તણી પ્રભુ કીધી સહાય ૫૧ ભલે પધાર્યા મારા નાથ ।। ચરણે લોટી નામ્યું માથ ૫૨
દિવસ ત્રણ પ્રભુ રહયા ત્યાંહાં ।। કીધું જે તેહના મન માંહાં ૫૩ ત્યાંથી વિજય કર્યા મહારાજ ।। હરિપાલજી મન અતિસે લાજ ૫૪
સી પેરે કરીએ વિદાય ।। જો દશ હજાર નાણો ન ધરાય ૫૫ વજીર વાછરડે વિનંતી કરી ।। બસો મુદા ફરી આગલ ધરી ૫૬
પ્રભુએ તેડી લીધો તેહ ।। સમાધાન બહુપેરે કીધા એહ ૫૭ કૃપા કરી આપ્યું દર્શન ।। જોઈ ભાવ પ્રભુ થયા પ્રસન્ન ૫૮
એહના દેશમાં પરવર્યા ।। છાલી પુતલી ઘાટે ઉતર્યા ૫૯ ગોવિંદ દુબે વડાલી વસે ।। પ્રભુ પધાર્યા તેણે મીસે ૬૦
ઈડર પધારવાની વાટ ।। ત્યાં પધાર્યા કારણ માટ ૬૧ વીજા નગર ડુંગર માંહાં ગામ ।। ત્યાં છે વિરમદેહનું ધામ ૬૨
પધારતા પ્રભુને સાંભળી ।। આવી મલ્યો આડો વલી ૬૩ વીજા નગર છે અતિસે પાસ ।। પુરણ કીજે મનની આસ ૬૪
કરી વિનંતી આગલ થયો ।। પ્રભુને પધરાવી લઈ ગયો ૬૫ સેવાને સામગ્રી ઘણી ।। આજ પધાર્યા ત્રીભુવન ધણી ૬૬
તેહને ઘેર સોળ છે નાર ।। અતિ સુંદર ને રૂપ અપાર ૬૭ તેડી લાવ્યો સહુને ત્યાંહાં ।। મહાપ્રભુ બેઠા છે જયાંહાં ૬૮
સંકોચે ડગ નવ આગળ ભરે ।। લોચન શ્રીમુખ પાખલ ફરે ૬૯ જોડે દ્રષ્ટી તે નવ કહેવાય ।। ઘુંઘટ મધ્યે અતિ આતુર થાય ૭૦
પ્રિય કટાક્ષથી એમ થઈ રહયા ।। મોહક ફંદ કરી જેમ ગ્રહયાં ૭૧ કમકમ વચન સ્વાદે અનુસરે ।। લજીત લોભ સહિત પગ ધરે ૭૨
અંતર મધ્યે પ્રગટીત હુલ્લાસ ।। અંકુર મુસકની ઈસદ હાસ્ય ૭૩ રૂપ મોહીની ત્રીકમન વસી ।। નિકટ ગયા ને લજજા ખસી ૭૪
ફરી દંડવત કરી ઉભી રહી ।। વિરમદેહે વિનંતી કહી ૭૫ પ્રભુ આપીએ એહોને નામ ।। પુરણ થાએ મનના કામ ૭૬
પ્રભુએ કહયું તુમ બેઠો સાથ ।। તો નામ કહું એમ બોલ્યા નાથ ૭૭ ચતુરરાએ મનની વૃત લેઈ ।। સમજાવ્યો મર્યાદા કહી ૭૮
સ્નેહે કરી નામ આપ્યા ।। પોતાના કરી તે સ્થાપ્યા ૭૯ ભોજનને પ્રભુને થાએ અવાર ।। કરે વિનંતી વારંવાર ૮૦
સોંજપાત વૈશ્નવ જેહ ।। કહયું પ્રભુએ ચાલ્યા તેહ ૮૧ આતુર થઈ કરે વિનંતી ।। રાજ તણે જો આવે ચિત ૮૨
આહાં સ્થલ નિકટ રસોઈ તણા ।। શિતલ છાયા ને જલ ઘણા ૮૩ પરવતના પાસે અતિ ભલા ।। સચીકણ અને અતિ પાતલા ૮૪
કૃપા કરી પધાર્યા ત્યાંહાં ।। જોઈ સ્થલ આવ્યું ચિત માંહા ૮૫ કરો રસોઈ ઠોર અતિ ભલી ।। અતિ પ્રસન્ન થયા તે સાંભળી ૮૬

ખાસી રસોઇ વેગે કરી ।। વહાલે નાહીને ધોતી ધરી ૮૭ પાકશાલા વૈશ્નવની ઘણી ।। પાથર ઉપર રોટી વણી ૮૮
અતિસે પ્રભુજી થયા પ્રસન્ન ।। ભકત સહિત કીધું ભોજન ૮૯ તે સ્થલની શોભા અતિ ઘણી ।। જયાં બેઠા ગોકુલના ધણી ૯૦
ત્યાં જે નૌતન લીલા હવી ।। તે જાણે ત્યાંના અનુભવી ૯૧ પેડે દુવે ગદાધર નામ ।। પ્રભુ પધાર્યા તેને ધામ ૯૨
સમાધાન તેહના બહુ કર્યા ।। થઇ પ્રસન્ન તે માથે ઢર્યા ૯૩ પધારીયા દધાલીયા માંહાં ।। ભકત ધનાબાઇ રહે છે ત્યાંહા ૯૪
શ્રી ગોકુલથી સાથે થઇ ।। મારગમાં પ્રભુ પાસે રહી ૯૫ શીકરી જે નદી ઉતર્યા ।। એહના સમાધાન બહુ કર્યા ૯૬
તું આગે કયોં ન ચલે ધન ।। હમકું લાગે હે બોહોત દિન ૯૭ ચાલું એમ બોલી વામા ।। રાજ પધારો મારે ગામ ૯૮
હમ આવેંગે શ્રીમુખે કહયું ।। તેહ વચન એણીએ ગ્રહયું ૯૯ દંડવત કરીને મારગે થઇ ।। આગલથી દધાલીએ ગઇ ૧૦૦
ત્યાં જઇ નૌતન મંદીર કર્યા ।। સર્વ સિદધ સામગ્રી ભર્યા ૧૦૧ બેઠક સેન મંદીર અતિ સાર ।। ભોજન શાલા ને ભંડાર ૧૦૨
મનોરથને અભિલાખે ભરી ।। રાખી સહુ એ તત્પર કરી ૧૦૩ ભાઈ વીરભાણ મસાણી ભલો ।। તે પ્રભુને સામો મોકલ્યો ૧૦૪
પ્રથમ જે દીધું હાથ ।। સત્ય સંકલ્પ મારો નાથ ૧૦૫ પધાર્યા પ્રભુ એહોને ઘેર ।। મનોરથ પ્રગટ ફલ્યા બહુપેર ૧૦૬
ભોજન સેન વિવિધ શ્રીંગાર ।। સર્વસ્વ વારે વારંવાર ૧૦૭ કુટુંબે નામ નિવેદન કર્યા ।। સહુકો રસ પ્રભુને અનુસર્યા ૧૦૮
એણીએ સર્વ સમર્પ્યું ત્યાંહાં ।। પછી આવી શ્રી ગોકુલ માંહાં ૧૦૯ દયા સિંધુ ગોકુલના ધણી ।। એહની સેવા માની ઘણી ૧૧૦
મારગમાં સાદરડુ ગામ ।। પ્રભુ પધાર્યા તેણે ઠામ ૧૧૧ કરમદાસ ચરણે અનુસર્યા ।। તેહના મનોરથ પુરણ કર્યા ૧૧૨
મોડાસા પધાર્યા નાથ ।। સામો આવ્યો વૈશ્નવ સાથ ૧૧૩ કૃષ્ણદાસ સારંગધર વ્યાસ ।। માધવદાસની પુરી આસ ૧૧૪
પુંજુરાવલ રાજા ત્યાંહાં ।। આવ્યો પ્રભુ બેઠા છે જયાંહાં ૧૧૫ દંડવત કર્યા દુઃખ સહુ હર્યા ।। પ્રભુએ સમાધાન બહુ કર્યા ૧૧૬
નામ પામીને થયો પ્રસન્ન ।। એમ બોલ્યો બહુ દીન વચન ૧૧૭ અતિસરડું ગામ છે જેહ ।। પ્રભુને ત્યાં સમર્પ્યું તેહ ૧૧૮
શરણ અનુસર્યા જે નરનાર ।। તેહના ભાગ્ય હવા વિસ્તાર ૧૧૯ પેંડા માંહે ગામ સાંવલી ।। ત્યાં કુંડ તણી રચના ઘણી ૧૨૦
ભીન્ન માર્ગીનું છે તે ગામ ।। જાણે નહીં કો ભગવદ નામ ૧૨૧ ત્યાં જઇ પ્રભુએ ડેરો કર્યો ।। મહુતો કુંઅર શરણ અનુસર્યો ૧૨૨
દુષ્ટ લોકમાં રહેતો જેહ ।। નિજજન જાણી કાઢયો તેહ ૧૨૩ ખેરાલુ વૈશ્નવ છે ઘણા ।। સેવક શ્રી ગુંસાંઇજી તણા ૧૨૪
સામ આવ્યા પ્રભુની રલી ।। જોતા માત્ર આધિ સહુ ટલી ૧૨૫ પધરાવીને ઘેર લાવ્યા ।। પ્રભુ તણે મન અતિ ભાવ્યા ૧૨૬
જાણ્યા એહ હમારા ધણી ।। પ્રભુએ કાન વિચારી ઘણી ૧૨૭ જાણ્યુ મન હારંદ્ર એહો તણું ।। કૃપા કરી સંતોષ્યા ઘણું ૧૨૮
ગામ ગામ પ્રભુ જયાં જયાં રહયા ।। ત્યાંના જીવ કૃતારથ થયા ૧૨૯ લીલા કરતાં પેંડા માંહે ।। એણી પેરે પ્રભુ આવ્યા ત્યાંહા ૧૩૦
મારગમાં જે લીલા હવી ।। તે જાણે ત્યાંના અનુભવી ૧૩૧

ઈતીશ્રી ગુજરાત પ્રસંગનું માંગલ્ય-૩ ત્રીજુ સમાપ્ત

શ્રી ગોકુલેશો જયતિ

## માંગલ્ય -૪- ચોથું

ગુજરાત પ્રસંગ

વડનગરને નિકટ પહોંચ્યા થયું સહુને જાણ ॥ સહેજ અતિ ઉદ્યોત મન આનંદ ઉદયો ભાણ ૧
વડનગર સોહામણું નાગર તણો ત્યાં વાસ ॥ ઘેર ઘેર વૈભવ અતિ ઘણો ત્યાં કરે ભોગ વિલાસ ૨
જયાંહાં સુંદરી સોહામણી અતિ ચતુર ચંચલ નાર ॥ એકથી એક અધિક દીસે કરે બહુ શણગાર ૩
રસીકવર વાલમો મારો કર્યો નગર પ્રવેશ ॥ સુંદર રૂપ સોહામણું નાગર નવલે વેસ ૪
તુરંગ ચઢીઆ નાથજી અંગઅંગ કોટી અનંગ ॥ મોદ મનમાં અતિ ઘણો તે રસીકવર નવરંગ ૫
જાલી ગોખ અટાલીએ ચઢી જુએ પ્રભુને જેહ ॥ સ્વરૂપ બલ અતિ પ્રબલ દેખી મોહ પામે તેહ ૬
પરસ્પર ટોલે મલીને કરે મન વિચાર ॥ પ્રભુને જઇ જોઈએ જેમ ન જાણે ભરથાર ૭
દેવજી મહેતો સેવક જે શ્રીગુંસાંઈજીનો સાર ॥ તે ઉપર કરૂણા કરી એ ઘેર પધાર્યા આધાર ૮
પાક શાક અનેક સામગી કરે બહુ પ્રીત ॥ ભોજન સેન ઉથાપન એમ નિત્ય હોએ નવલી રીત ૯
ચોરાચોરી નામ પામ્યા આવીઆ જે શરણ ॥ કૃપા આણી અતિ ઘણી ને કર્યો અદભુત વરણ ૧૦
તેહસું પોતે જણાવ્યુ સ્નેહ પુરણ રૂપ ॥ તે થયા ભકત શીરોમણી નિજહેત સુખદ સ્વરૂપ ૧૧
સેવા સ્નેહ પ્રકાર ભલીબાઈ રાજબાઈ છે નામ ॥ ગુણ રૂપ તે ધન્ય ધન્ય પ્રિય ઉપયોગ સુખનું ધામ ૧૨
સ્નેહ નિરવીધી અવીધી હેત અનુસર્યા પ્રભુને પાસ ॥ જેની શ્રીમુખે વારતા કરી કહી પ્રગટ પ્રકાશ ૧૩
પંચોલી માલજીએ પ્રભુને પ્રશ્ન પુછયું એહ ॥ કાશ્મીર રાજ પધાર્યા ત્યારે કેમ રહેતા તેહ ૧૪
મધુર વચને કહયું એમ વા સમે વે જો હોત ॥ તો હમકું કબહું વહાં નિરધાર જાનો ના હોત ૧૫
નગર મધ્ય તલાવ મોટું ભર્યા જલ ગંભીર ॥ વાલમો સંધ્યા વંદન કરવા પધારે તેહને તીર ૧૬
નીર ભરવા નારી આવે ધરી ભાવ રસાલ ॥ નિકટ આવી રૂપ નીરખે ચંચલ નયન વિશાલ ૧૭
પરસ્પર એમ વચન બોલે સાંભલે પ્રભુ તેહ ॥ જલમાં પેસી કરે ક્રીડા પ્રગટ કરવાને નેહ ૧૮
ખીમકરણો તેહ સમય જલમાં પેસી ન્હાય ॥ રસમતસું કૌતીક કરે તે જોઇ પ્રભુ મુસકાય ૧૯
કહે એહનું બલ જુઓ ઉનમત થયા મહારાજ ॥ ચંચલતા પોતા તણી તમને જાણવા કાજ ૨૦
અયોગથી અતિ વિરહ વ્યાકુલ આકુલી અકુલાય ॥ સખી પ્રતિ કહે પ્રેમસું એ વિના કેમ રહેવાય ૨૧

કહો કોણ ઉપાય કીજીએ રહયા મન લોભાય ।। આપણ સીપેરે જીવીએ એ સાથ લેઇ ન જાય ૨૨
અતિ રસાલ ભાવ તેહના પ્રગટ દીસે અંગ ।। શ્રીમુખ કમલ મકરંદ લેવા લોભીઆ જેમ ભૃંગ ૨૩
ભરથાર તેહના દુષ્ટ ભાવે સદા રહેતા જેહ ।। પ્રભુના દર્શન પામી થયા કોમલ તેહ ૨૪
પ્રગટ એહ પ્રકાર દેખી વિમાસે મન સોય ।। અદભુત રસીક સ્વરૂપ દેખીકે મન મોહે કોય ૨૫
મધુર વચણે સાંભળ્યું તે વાણીયે કેમ કહેવાય ।। ઉદધી જેમ આનંદનો અંજુલીમાં ન સમાય ૨૬
વિજય ત્યાંથી કરે પ્રભુ મન ભાવ અનેક પ્રકાર ।। અનુભવીયાને વિનોયોગ રસદાન અનેક વિચાર ૨૭
નાથ પુરણ ગુણ બહુ પેરે ભકત હેતુક નેહ ।। સંયોગે એક વિપ્રયોગે કરે કારજ તેહ ૨૮
વાહન તુરંગ ચઢે ધણી રૂચે ધરે મસ્તકે પાગ ।। ભેદ લક્ષણ વિવિધ પેરે પેગડે પગ ગ્રહી બાગ ૨૯
ચપલ અતિ તુરંગ ગતિ લહે કરે તે નૃત્ય ।। આસન ભાવ ઈસારે સમજે તે મનવૃત્ય ૩૦
ફેરવે ફેર મંડલ પ્રકારે ચતુરવર એ રાય ।। નિરખે નયણ દામીની ઝલકે રહયા ભકત દરસ લોભાય ૩૧
ખુરી દાણ સુઠાણ ગતિ કરે તે વેગે વાય ।। સ્નેહે મોહયા રૂપ પ્રિય વિછોહથી અકુલાય ૩૨
ગાડી અટકી ઈચ્છા શકિત એક એહ ચરિત્ર ।। તેહ મિસ વ્હાલો રહયા કરે તુર ભેદ વિચિત્ર ૩૩
માલી પેચટી ભકત નીરખે રહિત અનુસંધાન ।। એમના હરદયમાં સ્થિત કરી કર્યા એણી પેર સાવધાન ૩૪
એહ રસ લોભે રહયા વડનગર જે પ્રભુ દિન ।। હાસ્ય કૌતુક ગુપ્ત રસ અનુભવી તેહ ધન્ય ૩૫
વિસલનગર પધારીને પછે આસોટા છે જયાંહા ।। વૈકુંઠજોશી કાનોભાઇ પ્રભુ પધાર્યા છે ત્યાંહા ૩૬
વસૈયાના વૈશ્નવ ભલા પ્રભુ પધાર્યા તેહને ઘેર ।। વિષ્નુભાઈ સારંગભાઇ પ્રભુસું છે નેહ ૩૭
જેન કેન પ્રકારે કેણે રીઝવ્યા પ્રભુ એહ ।। ધન્ય ધન્ય સોહાગ તેહના ભાગ્ય પુરણ તેહ ૩૮
ગોઝારીયે પધારીયા ત્યાં મલ્યો બહુ સમાજ ।। પ્રસન્ન થઇ નામ આપ્યા સર્યા તેહના કાજ ૩૯
પુરૂષોતમદાસ ને લક્ષ્મીદાસનો ખલેણામાં વાસ ।। ત્યાં પ્રભુ પધાર્યા મન ઘણો અતિ હુલ્લાસ ૪૦
લાંઘણજ પધારીયા ત્યાં રહયાં મારો નાથ ।। દયા કીધી અતિ ઘણી ને ભકત કર્યા સનાથ ૪૧
દામોદર પંચોલીનો છે સમાઉ માંહેં વાસ ।। ત્યાં પ્રભુ પધારીયા પોતાના જાણી દાસ ૪૨
કરમાબાઈ પર કૃપા કીધી રસીક પરમ ઉદાર ।। પોતેથી રસ વૃષ્ટિ અતિ આનંદનો નહીં પાર ૪૩
માણસે દેવજી રહે પ્રભુનો દાસ ।। પધારીયા કરૂણા કરી પુરવા એહની આસ ૪૪

પછે પ્રભુ પધારીયા ધણીઆ બાબરા માંહાં ॥ ગોવિંદદાસ અજાણાને ઘેર કૃપા કીધી ત્યાંહાં ૪૫
છાલેબાંહાં રે ગોવિંદ મહેતો ઉતમ તેહનો ભાવ ॥ તેહને એક દિવસ આગલ જણાવીયું સ્વપ્નમાં અનુભવ ૪૬
દુધ દહીં ગોરસ જમાવ્યા સામગ્રી બહુ ભાંતી ॥ સીધા બહુ પ્રકાર કીધા ધરી મનની ખાંત ૪૭
બીજે દીવસે કૃપાસું પધારીયા તેહને ઘેર ॥ આનંદ શું ઉલટે સેવા કરી અદભુત પેર ૪૮
ભાદરડ ખીરોલ છે તે ત્રિવાડીનું ગામ ॥ પધાર્યા પોતાના જાણી પાવન કીધું ધામ ૪૯
પવિત્રા એકાદશી ત્યાં રહયા મારો નાથ ॥ સેવા કીધી અતિ ઘણી આનંદ પામ્યો સાથ ૫૦
ભાગ્ય પુરણ મોડીયામાં ગોપીભાઇનો વાસ ॥ ત્યાં પ્રભુ પધાર્યા પોતાના જાણી દાસ ૫૧
ભાવ ઉતમ ગોપીભાઇના ઘણી છે એ વાત ॥ શ્રીગુંસાંઇજીએ નામ પાડયું જાણે સઘલો સાથ ૫૨
દ્વાદસીએ ત્યાંહાં રહયાં પ્રભુએ કર્યા ભોજન ॥ નિત્ય નવ લીલા કરે આનંદ વદન પ્રસન્ન ૫૩
રાજનગર વધામણી પહોંચી તે સઘલે કામ ॥ મીઠોરા પધાર્યા સકલ પુરણ કાજ ૫૪
સામગ્રી ઉછાહા મન આનંદનો નહીં પાર ॥ અંગઅંગ ઉલટ ઉલટયો મન ફુલ્યા નરનાર ૫૫
આપ્યા વસ્ત્ર ભુષણ તેને અતિ ઘણો ઉછાહા ॥ પ્રેમસું પ્રગટે ફરી ફરી મન અધિક અધિક ઉમાહા ૫૬
ભાવ આપાપણા મનસું કરે અનેક વિચાર ॥ મનમાં આતુરતા ઘણી અવીલોકવા આધાર ૫૭
જેમ આપાપણે આવી મલે સઘલો સાથ ॥ પરસ્પર અતિ પ્રેમસું પ્રેમે તે ભીડે બાથ ૫૮
ધન્ય ભાગ્ય ધન્ય એ ઘડી ધન્ય સખી આપણા આ દેહ ॥ કૃપાએ રસવૃષ્ટિ કરવા પધારે પ્રભુ ગ્રહ ૫૯
કનક મણી મંદિર સજયા શોભાનો નહીં પાર ॥ ચિત્ર ચોક અટાલીએ જાણલીએ ગોખે અપાર ૬૦
બારણે તોરણ ત્રાટ સોહે સાથીઆ બહુ સાજ ॥ મંડપ છાયા અતિભલા સહુ કરે મંગલકાજ ૬૧
ધ્વજા પતાકા બારણે કદલી સ્થંભ રોપ્યા સાર ॥ ધ્વજા સુંદર શોભીતી સોહે તે વિવિધ પુકાર ૬૨
ઘેર ઘેર મલી આસન રચ્યા મનમાંહે ભાવ અનુપ ॥ વસ્ત્ર રચના અતિ ઘણી ત્યાં અપાર કેશર ધુપ ૬૩
વિવિધ ભાંતી સુગંધી ધોલી ઉવટના કરે અંગ ॥ નાહી ઉઠે મોદસું મનમાં અભિનવ રંગ ૬૪
વસ્ત્ર ભુષણ ભાવતા બહુ કરે સહુ શણગાર ॥ વ્હાલાજીને નિરખશું મનમાં હર્ષ અપાર ૬૫
વાટ વ્હાલાની જુએ મનમાં અતિ અકુલાય ॥ અવિલોકવા આતુર ઘણું ક્ષણ એક જુગ સમ થાય ૬૬
વેગે તે સામા ચાલીઆ મલી ભકત વિવિધ સમાજ ॥ મોડીએ આવી મલ્યા જોવા શ્રી વલ્લભ રાજ ૬૭

ઈતીશ્રી ગુજરાત પ્રસંગનું માંગલ્ય ચોથું સમાપ્ત

શ્રી ગોકુલેશો જયતિ

## માંગલ્ય -૫- પાંચમું

ગુજરાત પ્રસંગ

ઉત્થાપનને સમે વાહાલો મ્હારો સેજ બેઠા સોહે ॥ અંગ અંગ આલસ મોડતા સહુ જગતના મન મોહે ૧
અરૂણ લોચન રસ ભરયા રસ ભરયા અધર રસાલ ॥ જંભાજુત અંબોડલો બાંધે તે બાંહો વિસાલ ૨
ગલસ્થલ અતિ ઝલકતા ચલકતા કુંડલ લોલ ॥ વંક ભૃકુટી રાજતી ત્યાંહાં નિકટ લલિત કપોલ ૩
ગ્રીવા ગુણ ગમ્ભીર સ્વર ઉચરે મ્હારો નાથ ॥ ઉતંગ ઉર શુભ ઉદર કટિ નિરખે તે સઘલો સાથ ૪
જંઘા જાનુ પ્રમાણ શોભા કયેમ કહું મતિ મુઢ ॥ ચરણ કમલ અનુપમ નખમણી ભારી ભાવ તેહના ગુઢ ૫
ધોતી ઉપરેણા બિરાજે તિલક કેસર ભાલ ॥ મધ્ય રેખા શ્યામ સોહે કંઠે તુલસી માલ ૬
જલ પાન કરી બીડી સમારી મુકે શ્રી મુખ માંહેં ॥ તે સમે કરની ચપલતા જોઈ હૈયા માંહાં ન સમાય ૭
તેહ સમે સહુ ભકત આવી જોયા પ્રાણ આધાર ॥ શ્રીમુખ જોઈ અતિ હરખિયા ને હવો જેજેકાર ૮
કરી દંડવત રહયા સન્મુખ જુએ રૂપ નિધાન ॥ પ્રભુ મન પ્રસન્ન થઈને કરયા બહુ સન્માન ૯
પુરે પુરે નીકે આયે નીકો હે સબ સાથ ॥ દુખડા લેઈ દંડવત કરે હમો આજ નીકા નાથ ૧૦
વાત વારંવાર પુછે કહે છે નિજ ભકત ॥ તે સાંભળી આતુર ઘણુ રસ ઉઝલ્યો ઉનમત ૧૧
દ્વાદસી ઉચ્છવ પવિત્રા તણો મંગલ રૂપ ॥ ગોપીભાઈને ઘેર બિરાજે મોદે શ્રી વલ્લભ ભુપ ૧૨
પવીત્રા સહુ ભકત હરખે ધરાવે છે જે ત્યાંહાં ॥ ભાગ્ય પોતા તણુ ધન્ય એમ વિચાર મન માંહા ૧૩
ગ્રીવાની લટકની રસિક તે કૃપા રૂપ જણાય ॥ કર ગ્રહિ પહેરાવતા અતિ ફુલ્યા અંગ ન માય ૧૪
શ્રી હસ્તે કરી આપે પવીત્રા કૃપા લેઈ લેઈ નામ ॥ હરખ સું શીશે ચઢાવે થાએ પુરણ કામ ૧૫
એક એકથી આતુર ઘણું નિરખે તે પ્રેમે નાહ ॥ કૃપા દ્રષ્ટિ જુએ વહાલો ભકત તણા ઉછાહ ૧૬
ભેટ કરે મન ભાવતી બહુ પેરે દે આશીષ ॥ ભકત ચરણ સરોજ પરસે શ્રી હસ્ત રાખે શીષ ૧૭
હરીવંશજીએ પ્રભુ સું બહુ પેરે કરી મનુહાર ॥ લીલા ઉપયોગી ભકતના દંડવત કહયા તે વાર ૧૮
શ્રી ચરણે શીષ ધરીયને નિવેધા તેહના ભાવ ॥ વાણીએ કયેમ કરી કહી શકું જે વચન માંહાં ન સમાવ ૧૯
આરત તેહને અતિ ઘણી ને વ્યાકુલ છે સહુ સાથ ॥ વીનવ્યા છો બહુઅ પ્રકારે વેગા પધારો નાથ ૨૦
ભાવ તેહના મન ધરી વાહાલો વિમાસે મન માંહેં ॥ કયારે એહવા ભકતને જઈ જોઈએ ક્ષણુ માંહેં ૨૧
વીનતી આપાપણી સહુ કો કરે બહુઅ પ્રકાર ॥ ઘેર પાઓધારિએ કરૂણા કરી આરત હરણ આધાર ૨૨

તે સાંભલી સતકાર સહુના કરયા તે બહુ પેર ॥ હાં હાં આવેંગેં યે વચન કહી પાયોધારયા તેહને ઘેર ૨૩
વાલમો ત્યાંહાંથી વિજય કીધો ભકત નિરખે રૂપ ॥ શોભાની પરમિત નહીં એ ગોકુલ કેરો ભુપ ૨૪
ભકત કેરા જુથ પ્રભુની સાથે ચાલ્યા જાય ॥ દયા ભર મ્હારો વાહાલમો તે જોઈ ન સેહેવાય ૨૫
અમૃત વયણે વચન બોલ્યા કરી કરૂણા બહુ ॥ તો આગલ ઘોડો કરું જો વાહને બેસો સહુ ૨૬
આપાપણી વાહેણી આવી બેઠો તે સઘલો સાથ ॥ પાછે આપ પ્રસન્ન થઈયને પધરયા મ્હારો નાથ ૨૭
નરગા નગારા નફેરી સેહેનાઈ કેરા નાદ ॥ ઝાલરી તાલ મૃદંગ વીણા વંસ કેરો વાદ ૨૮
પંચશબ્દા સોહામણા વાજીંત્રનો નહીં પાર ॥ ગાએન ગાએ અતિ ભલા જસ કરે જેજેકાર ૨૯
શ્રાવણ સુદી ત્રયોદશી વાહાલો આવીયા એણી પેર ॥ આસારવા માંહાં પાઓધારીયા કોઠારીને ઘેર ૩૦
સોહાસણી કર થાલ મંગલ વધાવ્યા પ્રભુ ત્યાંહાં ॥ આવીને આસને બૈઠા રચ્યો મંડપ જયાંહાં ૩૧
ભકત સહુ ત્યાંહાં જોયા તે મન અભિરામ ॥ કરૂણા કટાક્ષો અધર મુસકની કરે પુરણ કામ ૩૨
હરખ લોચન ભર્યાં જલસું ચપલ જયેમ તે મીન ॥ નેત્ર દ્વારા સુચવે રસ લહે જાણ પ્રવીન ૩૩
નગર સહુ ઉલટિ આવ્યું જોવા જગત આધાર ॥ પ્રગટ રૂપ પ્રકાશ દેખી મોહિયા નર ને નાર ૩૪
સંકરપોર વાહેણી ઘોડા મનુષ્ય કેરી હાર ॥ અહમદપુર અસારવા લગી ભીડનો નહીં પાર ૩૫
માલનીયોની હાર ત્યાંહાં બેહુ પાસ બેઠી જેહ ॥ છાબ ભરીયા ફુલ બહુ કરી હાર વેંચે તેહ ૩૬
ત્યાંહાં માલણી એક રૂપવંતી જોયા રૂપ નિધાન ॥ કટાક્ષ પ્રભુને થકિત તેહને સહેજ ન રહયું માન ૩૭
ફુલ ટોડર લે બેહુ કરે આવી તેણી વાર ॥ તુરંગ ચઢે ગ્રીવા નિકટ કરી ધરાવ્યો તેણે હાર ૩૮
અંકુર પ્રગટયો દરસને તેહનુ થયુ પુરણ કામ ॥ પ્રેમ સું આવી પ્રભુજી પાસ પામી નામ ૩૯
સમે ઉતથાપન તણે દરશન આવે ભકત ॥ પુષ્પ કેરા હાર પ્રભુને સમર્પે અનુરકત ૪૦
કસુંભાઈએ વાહેણી બે સમર્પી કરી સાજ ॥ તે સઘ ગોકુલ મોકલી ત્યાંહાં સમે આવી કાજ ૪૧
કોઠારી કૃષ્ણદાસને ઘેર કરે પ્રભુ ભોજન ॥ ભાઈલા કોઠારીને ઘેર બૈઠે ઉત્થાપન ૪૨
કોઠારી હરજી તણે ઘેર પોઢે પ્રભુ સુખ સેજ ॥ ભકત પોતા તણા ઉપર એમ જણાવે હેજ ૪૩
ચારણ ક્ષાલણ કરે પ્રભુ જયાંહાં કોટ કેરો વૃક્ષ ॥ શ્રીગુંસાંઈજીએ પ્રથમ કીંધો તેહ રાખ્યો પક્ષ ૪૪
પાકશાલા વૈશ્નવ તણી હયશાલા કીધી ત્યાંહાં ॥ જેતા કોઠારી ઘેર વિશાલ સ્થલ છે જયાંહાં ૪૫

ત્યાંહાં નામ પામે ભકત આવી નિત્ય ભીડ અપાર ।। શરણ જીવ અનેક લીધા ભાગ્યનો નહીં પાર ૪૬
એક આવ્યા મનોરથ સોં એક બેઠા પાસ ।। એક વલ્યા વદન પ્રસન્નસું તેહની પુરી આસ ૪૭
નામ કહી શ્રીમુખે પુછે કયોરે આવ્યો એમ ।। હારંદ્ર પ્રભુનુ કોણ પ્રીછે જેહ માંહાં છે જે મર્મ ૪૮
નામ કહેતા પોતેથી પ્રસન્ન અતિશે થાય ।। અલૌકિક જે દાન દીધું હૃદય હરખ ન માય ૪૯
જીવ કાંઈ સમુઝે નહીં જે અલૌકિક ઉપકાર ।। કરયું પ્રભુ એ વરણ સહુનો સારમાં જે સાર ૫૦
ત્યાંહાં નાટારંભ નાના પ્રકારે હોયે અભિનવી ભાંતિ ।। સંગીત ભેદ અનેક વિધિસોં સુધંગ નવનવી જાતિ ૫૧
રંગરાએ માધવદાસ તેહ માંહાં વૃન્દાવન અતિસાર ।। એ નીચ વરણે નામ પામ્યા સરાહયો કેઈ વાર ૫૨
નારાયણ દાસ ટિપારો બાંધીયો તે કાછે વેશ ।। એ નૃતકારી અતિ ભલા નાચે તે અંગ સુદેશ ૫૩
સુલપ ગતિ ને લાગડાત ત્રિપાદ કેરી જાત્ય ।। લાસ્ય તાંડવ પ્રગટ કરી દેખાડે નવલી ભાંત્ય ૫૪
મોહનદાસ ને દ્વારિકા એ કરે ગાન અપાર ।। ઓડવ ખાડવ નીષાત ધૈવત રાગના ભંડાર ૫૫
ધુલો પખાવજી અતિ ભલો રીઝવ્યા શ્રીગોકુલ પાલ ।। ગતિ મેદ નાના હુઆ માઠા ઉઘટે બહુ તાલ ૫૬
રાયચંદ્ર રવાવ ને હેમજી વાયે વંસ ।। એણીપેરે અખાડો રચ્યો ત્યાંહાં પ્રગટ ગુણ અવતંશ ૫૭
હસ્ત તાલ મૃદંગ વીણા એકે વાદે વાએ ।। તાલ્ય સ્વર એકે પ્રકારે પ્રથુક નહીં સમુજાય ૫૮
પોતેથી ગુણ પ્રગટથૈ દેખાડે પ્રભુને રૂપ ।। ચતુરરાય શીરોમણી સમુજે શ્રી ગોકુલ ભુપ ૫૯
ગુણી એ મન અતિ હરખીયા પ્રભુ મલ્યા જાણ સુજાણ ।। ધન્ય ધન્ય એ વિદ્યા હમારી ધન્ય જન્મ પ્રમાણ ૬૦
પ્રભુને મન પ્રસન્ન જોઈ હરખ્યો તે સઘલો સાથ ।। તે ગુણ ઉપર ઓવારણે જેણે રીઝવ્યા મ્હારો નાથ ૬૧
કો દિવસ કરૂણા કરિઅને આપીયું સુખ ત્યાંહાં ।। મનોરથ પુરણ કરયા સહુ હુતા જે મન માંહા ૬૨
ભાગ્ય એ ગુજરાતના વર પામ્યા પરમ રસાલ ।। અંકુર પલ્લવ કુસમ ફલ અનુભવે એકે કાલ ૬૩

ગુજરાત પ્રસંગનું માંગલ્ય ૫ પાંચમું સંપન્ન થયું.

## માંગલ્ય - ૬ - છઠ્ઠું

વિઠલદાસે વીનવ્યા કરી બહુ પ્રકાર ।। ઘેર પધારો દયા કરી ક્ષણુ ન લાઓ વાર ૧
અહાં ઘર છોટા સંકોચના મલ્યો છે બહુ સમાજ ।। મનોરથ અનેક પ્રકારના તે જાણો રાજ ૨
કોઠારીને પુછયું પ્રભુએ કરી મનુહાર ।। એ વિનતીનું શું કરીએ તમારો કોણ વિચાર ૩

કોઠારીએ કર જોડીને વિનંતી કીધી એહ ॥ કૃપા કરી પાયોધાર્યા ભાગ્ય ફલ્યા છે તહ ૪
સહુને સરખી આસ ઘેર પધરાવા નાથ ॥ મનોરથ ભકતના પુરવા એહ તુમારે હાથ ૫
ચતુરરાય કરૂણા ભર રાખ્યો ભકતનો ભાવ ॥ તન મન ધન ઓવારીએ પ્રભુનો એહ સુભાવ ૬
ત્યાંહાંથી પ્રભુ પાયોધાર્યા શંકરપોર મંઝાર ॥ કરૂણા આણી પોતે થકી સુંદર વર સુકુમાર ૭
વિઠલદાસ સૌભાગીઆ ભાગ્ય તણો નહીં પાર ॥ ચૌદહ ભુવન સુંદરવર આવીને ઉભા છે દ્વાર ૮
મંગલ કલસ મંગલ ભરી સનમુખ આવી બાલ ॥ મંગલ ગાએ સોહાસણી મોતીએ પુરી થાલ ૯
મંગલ તિલક કુમકુમ કરી ન્યોછાવર તન પ્રાણ ॥ મોતીડેવધાવાને જુએ છે ચતુર સુજાણ ૧૦
મંદિર માંહાં પધારીયા આવીને બેઠા છે આસન ॥ મણીમય આરતી કરતા વ્હાલોજી અતિસે પ્રસન્ન ૧૧
મરકલડે મુખ જાુએ ને આનંદ અંગ ન માય ॥ નિકટ રહી રસ અનુભવે નયણા રહયા લોભાય ૧૨
માન રહે નહીં માનીની કુંઅર જોબન રૂપ ॥ સમોવડ કો નહીં એહ તણી એહના ભાવ અનુપ ૧૩
નવજોબન સૂંગારનું મનમાં જાણ્યું હીર ॥ તે જોવાને પધાર્યાં રસીકવર નાગર ધીર ૧૪
ભકત સહુ રસ અનુભવે તેહના અનેક પ્રકાર ॥ ચાચા તે હરીવંશજી પ્રભુની કૃપા અપાર ૧૫
લક્ષ્મીદાસ ભકત ભલા મનમાં અતિસે ફુલ ॥ અંતરંગ પ્રભુ કહે પ્રભુસું અતિ અનુકુલ ૧૬
માધવદાસ ખંભાતના રસનું જાણે રૂપ ॥ જેણે રસ વર્ણન કર્યા મંગલ ધોલ અનુપ ૧૭
ઠાકુરદાસી રાધનપુર મધુઆ ઠાકુર સાર ॥ જીવુભાઈ ખંભાતના એ સહુ લીલાના દ્વાર ૧૮
અંતરંગ અનુભવ તણો પ્રતિક્ષાણું કરે વિચાર ॥ સુંદરી મન અતિ હર્ષીત બહુપેરે કરે સૂંગાર ૧૯
આપણે ઘેર બિરાજે શ્રી વિઠલ રાજકુમાર ॥ સામગ્રી બહુપેરે કરો એ સહુ સુખનું સાર ૨૦
એક સંકેત સૂંગારનો કીધો છે વ્હાલાને સાથ ॥ તે સાંભળી મન આનંદ ઘણું ઘેર પધાર્યા નાથ ૨૧
ત્યાંહા આવીને ઉભા રહયા રમણ મંદિરને દ્વાર ॥ નાયકનો રસ રોકવા એહથી માંડયો કિવાડ ૨૨
ભાગ્યવાન રસ ભોગની સામગ્રી કરે સાર ॥ મનોરથ ઉલટ એહ તણા કહેતા ન પામીએ પાર ૨૩
નાયક અતિ આતુર ઘણું ભીતર ત્યાં ન અવાય ॥ રસિકરાય અતિ રસભર્યા મંદીર ફેર ન જવાય ૨૪
વાસણે પુછયું ત્યાં જાણીને ચોરનો ભય ॥ પ્રભુએ કહયું ચુપ ચુપ રે એ તો મેં આયો ૨૫
આવી આગલ ઉભો રહયો સમજયો પ્રભુનું હેત ॥ ભીતર જઈ ભાગ્યવાનને વેગે કહયો સંકેત ૨૬

તતક્ષણું અતિ આતુર થઈ આવ્યા સુંદર નાર ॥ આવીને વેગે ઉઘાડયા જાણે રસના દ્વાર ૨૭
મુસકીત વદન નવનવ રસના કર ગ્રહી તેવાર ॥ સેન મંદિર છે ત્યાં પધાર્યા પ્રાણ આધાર ૨૮
ઉભય ગૌર અનુપ અનુપ રસના જાણ પ્રવીણ ॥ કહું નાયક રસવશ કરી બહુપેરે કર્યા આધીન ૨૯
અંક નિશંક ભરી ભામીની રસ પ્રગટયો એશ ॥ તેહ સિદ કરી કેમ કહી શકું વચને ન આવે જેહ ૩૦
એક એક પ્રતિ પ્રમુદીત ઉલટ અંગ ન માય ॥ આપાપણે મનોરથે સહુ કોઈ જોવાને જાય ૩૧
કોટી કામ ઓવારીએ શોભાનો નહીં પાર ॥ પાગ લટકતી રહી લટકની કુંડલ જયોતિ અપાર ૩૨
લોચન લોલ અલોલ અરૂણ મદય રેખા સોહે ॥ ચિતવન ચંચલ ચહું દીશે જુાવતી જન મન મોહે ૩૩
લલિત કપોલ તિલક જે જયોત અતિ સોહે ભાલ ॥ કુંતલ કેશ મધુપ ગણ ભ્રકુટી પરમ રસાલ ૩૪
ગલ્લ સ્થલ બેહુ સોહે નાશા નવલ અનુપ ॥ અધર અરૂણ રસ રંજીત મુસકની મોહક રૂપ ૩૫
મુકતાહાર કંઠ મદયે તુલસી ગુંજા માલ ॥ ઉર રાજત અતિ સુંદર શોભિત બાંહો વિશાલ ૩૬
અંગ અંગ અતિ રસ ભર્યા વાણીયે કેમ કહેવાય ॥ ક્ષણુક્ષણુ છબી અતિ નીતન જોતા તૃપ્તી ન થાય ૩૭
એક સમય પ્રભુ પાતલો ચરણ ક્ષાલણ કરે ત્યાંહાં ॥ ચોકીએ મુદ્રીકા મુકી સંદયા કરતા જયાંહાં ૩૮
માન મનોરથ ઘણાં કુંવર ભાવ રસાલ ॥ કૌતુક મીસ કર મુદ્રીકા ચોરી છે નયન વિશાલ ૩૯
ઈહાંતો ચોર નાહીં આથે હે વહ તો તુમારાહી કાજ ॥ હમારે ઘેર નૌતનમાં આજ તો આવ્યા છો રાજ ૪૦
શું જાણીએ કયાં ખોઈને અમને ચઢાવો આલ ॥ ચોરી અમો શું જાણીએ એ તો તમારી ચાલ ૪૧
હાસ્ય વિલાસ પરસ્પર બહુપેરે ફુલ્યા મન ॥ ભકત મનોરથ પુરીઆ એણીપેરે કહયા વચન ૪૨
સ્નેહ પ્રગટ કરવા મિસે એહ રસ કર્યો પ્રકાસ ॥ ભામીની ભર જોબન મદ અતિ ઉપજાવે હાસ્ય ૪૩
અંગઅંગ પ્રગટીત અનંગ પ્રીય સુખનો ચાહ ॥ ધીર ધરે નહીં રંગ રંગીલો સુંદર નાહ ૪૪
માન કરે માનુની આનંદ ઉર ન સમાય ॥ જુએ રૂપ નયણ ભરી તેમ રૂચિ અધીક થાય ૪૫
અયોગ થકી આતુર પ્રિયને પધરાવે સેજ ॥ સંજોગે સુખ કોટી અતિસે વાદયો હેજ ૪૬
રસ ઉપયોગી જેહ તેહ સામગ્રી ત્યાંહાં ॥ પુષ્પ તણા લઈ હાર ધરાવે ગ્રીવા માંહાં ૪૭
અતિ સુગંધ વિધવિધના મહકે છે શ્રી અંગ ॥ બીડા બહુ પાસે ધરી રાખ્યા કરવા સંગ ૪૮
ત્રીય અનુરાગ સોહે અનુપમ અતિસે કીધું હેત ॥ અંજન તિલક લાલ કંચુકી તન સાડી સ્વેત ૪૯

નીરખે નાહો પ્રિયા નિરખે મુખ છબીસું મોહે ।। બેહુ રસ લોભી સ્નેહ સહિત મુસકની અતિ સોહે ૫૦
દરસ પરસ અતિ સરસ કરે તે અમૃત રસપાન ।। અતિ પ્રવિણ રસ સુંદરી નાયક પ્રિય ચતુર સુજાણ ૫૧
કરે વિચિત્ર વિવિધ પેરે મનની ફુલ ।। હાવ ભાવ અપરમીત નહીં કો એહની તુલ ૫૨
સકલ કલા પુરણ ગોકુલપતી રતી પતિ રાય ।। આરત હરણ ભકત જન મનોરથ રસદાય ૫૩
રમણ રસે અધિક સુખ રહયો નહીં રજની ભાગ ।। તેહ સમય કોણ કહી શકે ધન્ય ભામીની સોહાગ ૫૪
આવે ભકત સહુ દરશને એ પોઢયા નાથ ।। આલસ વસ નૌતન છબી જુએ સઘલો સાથ ૫૫
લોચન અરૂણ મીલીત વીકસીત સોહે તે રસાલ ।। વિકસીત અંગ વચન મધુરા ડગમગતી ચાલ ૫૬
ભાગ્યવાન નિત્ય પ્રતિ એણીપેરે કરે રસભોગ ।। ઈચ્છા સ્વત: વિચારી ભકત કર્યા સંજોગ ૫૭
સામગ્રી એક તે સુંદર કેમ તે મલે સંજોગ ।। લખીભાઈ મન મનોરથ એ આવે ઉપયોગ ૫૮
ગુરૂજનનો સંકોચ ઘણો નહી ઘેર અવાય ।। સાહસ બહુપેરે કરી વિચાર્યો એક ઉપાય ૫૯
સાવન વદી ત્રીજ દિન કાજલીનું છે વ્રત ।। જાગરણ કેરો સાજ સિદ્ધ કરી માંહે સ્ત્રીય ચરિત્ર ૬૦
હિંદોલા કરી સાજ હિંચકા બાંધ્યા સહુ ।। મનોરથ કરી મનમાંહાં ત્યાંહાં તેડાવ્યું સહુ ૬૧
મોદે કરી સૃંગાર સખીજન આવ્યા તેહ ।। જોઈ હર્ષ ન માએ મનગમતા એહ ૬૨
આતુર ને સંકોચ સમાગમને અકુલાય ।। રસનાયક રસવસથી ક્ષણુ અંગ ન સહેવાય ૬૩
અનુભવી જે એ રસતણા તેહનું અતિસે હેજ ।। નિકટ લેઈ ત્યાં આવીઆ જયાંહાં બેઠા છે સેજ ૬૪
હાસ્ય વચન મુસકની કરી સનમુખ જોડયા નયણ ।। નાયકા રસ અભિનવો એણીપેરે બોલ્યા વયણ ૬૫
એહ સમય ન રહે સખી ક્ષણું ત્યાં કેનું માન ।। નૌતન રસ પ્રગટયો અતિ તેનું નહીં અનુમાન ૬૬
અતિ પ્રવીણ રસ જાણ મીલી ત્રીય નાયક જોડ ।। કર્યો મનોરથ એહ તેહના પુર્યા છે કોડ ૬૭
એણી પેરે અતિ અનુભવ કર્યો તેહના ભાગ્ય અપાર ।। એ સમય જેકો અનુસર્યા ધન્ય તે નરનાર ૬૮
ગોકુલપતિ અતિ રીઝયા તેહની લીલા અગાધ ।। જીવ તણો નહીં આસરો પ્રભુની કરૂણા સાધ્ય ૬૯
વિઠલદાસે મનોરથ કરી વિચાર્યુ મન ।। વર્ષા ઋતુ અતિ સુંદર હિંદોલાના દિન ૭૦
રોપ્યા કદલી ખંભ મનોહર ઉપર રાખ્યા મોર ।। ચોકી ડાંડી સોહે પચરંગ ચહું ઓર ૭૧
નવ પટકુલ બીછાવીઆ ઉપર ગાદી સાર ।। તકીઆ બેહુ પાસે ધરી રાખ્યા ફુલના હાર ૭૨

રચના ફુલે કરી લલકે મદય ઝુમક ફુલ ॥ ગેંદુક ફુલ સમાર્યા ભકત તણી અતિ ફુલ ૭૩
ફરતા વસ્ત્ર કસુંભી બાંધીઆ સોહે તેહ ॥ સ્થલ એકાંત રચ્યો તે કો નવ જાણે એહ ૭૪
બીડા બહુ તબકડી ભરી ભરી રાખ્યા ત્યાંહાં ॥ રસ ઉપયોગી અતિસે હર્ષ ધરે મનમાંહા ૭૫
અતિ સુગંધ ઉખેવ્યા કૃષ્ણાગરના જે ધુપ ॥ .......................શોભા ત્યાં ધરે અનુપ ૭૬
વાધે અતિ આનંદ ભકત હિત હેતુક તણા ગર્વ ॥ વાત્સલ્ય સ્નેહ પ્રકાર તે કીધા સર્વ ૭૭
હિંદોલે ભોગ સમર્પે નાનાવીધી કરી પ્રીત ॥ દ્રષ્ટિ નિવારણ કારણ એહ વિચારી રીત ૭૮
આરતી ત્યાં ઓવારી પ્રેમ રૂચીત જે ભાવ ॥ વ્હાલાસું લીલા રસ અનુભવ કરો ચાવ ૭૯
ઉત્થાપનને સમે કીધુ પ્રભુને જાણ ॥ સ્નેહ ભાવ સંકોચ પ્રગટ એમ કર્યુ પ્રયાણ ૮૦
પ્રાણપ્રીય એ મધુર વચન સુણી થયો ઉમાહા ॥ ઉલટી નણય મદયે આવ્યો રસ સિંધુ અથાહ ૮૧
હરખે હિંદોલે પધરાવીઆ રસીકવર રાય ॥ ઉલટ અતિસે ભકત તણા ઉરમાં ન સમાય ૮૨
બેઠા રૂક્ષ્મણીલાલ વિરાજીત શોભા પુર ॥ આવી શ્રીમુખ નિરખીયું અંગઅંગ રસ સુર ૮૩
ટેઢી પાગ કસુંભી સોહે વ્હાલો રંગ ॥ ધોતી લાલ ધરી ઉપરેણો ઓઢયો અંગ ૮૪
તિલક ભાલ હાર ટોડર ઉર અતિસે સોહે ॥ અધર વીટીકા રંગ દ્રસન ઝલકે મન મોહે ૮૫
ત્રીય સાડી સોહે કસુંભી રંગ કંચુકી શ્યામ ॥ અંજન તિલક નયન મદયે બીંદી દીધી વામ ૮૬
ગોફણે ઘુઘરડી ઘમકે નાદ અપાર ॥ પહેર્યા ભુષણ રાજે ઝાંઝરના ઝમકાર ૮૭
માન સહિત અતિ કુંઅર ત્યાં ઉભા બેહુ ઓર ॥ સોહે અતિ શૃંગાર નયણ ભરી જુએ કોડ ૮૮
મુસકની કર ડાંડી ગ્રહી કર સ્પર્શ મિસે એહ ॥ ભામીની ભાવ લહે અંચલ ઓટે હંસે તેહ ૮૯
શ્રાવણ માસ સોહે અતિ રીમઝીમ વરસે મેહ ॥ રતિપતિ અતિ ઉનમત પ્રીય ત્રીય રસ જેહ ૯૦
બીડે ભરી તબકડી ધરી આરોગે નાથ ॥ ક્રીડા સહિત વ્હાલો બીડી મુકે એહોને હાથ ૯૧
ગાન કરે સ્વર મધુરે યુવતી જન મન હુલ્લાસ ॥ પ્રેમે રૂપ નિહાલે ઉભી છે જે પાસ ૯૨
વિઠલદાસ ચમલ ઢાલે ને પ્રસન્ન મન થાય ॥ લક્ષ્મીદાસ પંખો કર ગ્રહી વારતા આરતિ અતિસે થાય ૯૩
ભેટ કરે ભાવિક ભકત જે બહુ પ્રકાર ॥ પ્રભુ અંગીકૃત તે કરે રસ રીત અપાર ૯૪
આરતી કરે ગ્રહી વારતા આરત અતિસે થાય ॥ ભામનડા ભામીની લેઈ પ્રીયરસ રહી લોભાય ૯૫

પુરણ આસ દાસ તણી એ છે ગોકુલ ભુપ ॥ સદા સકલ રસદાતા સહેજ કૃપાનું રૂપ ૯૬
ગોપાલદાસ રૂપપરે કહયું મુને મનોરથ આજ ॥ દીવસ તણી કરૂં વિનંતી સેજયાએ પોઢો રાજ ૯૭
પરમ દયાલ કૃપા નીધી જાણ્યું મનનું હેજ ॥ તેહ દીવસથી મારગમાં વ્હાલોજી પોઢે સેજ ૯૮
જનમાષ્ટમી ત્યાં કરી વિજય કર્યો મહારાજ ॥ ભકત ભાવ ઉર આણીને તેહના કરવા કાજ ૯૯
લક્ષ્મીદાસ પર કૃપા કરી સાથે લીધા એહ ॥ પ્રભુ રથ બેઠે તે સમય સારથી કીધા તેહ ૧૦૦

ઈતિશ્રી ગુજરાત પ્રસંગનું માંગલ્ય ૬ઠુ સમાપ્ત

## માંગલ્ય - ૭ - સાતમું

રથ આગલ ભકતની ચીડ માચી ॥ તેના ભાવ રસરૂપ છે અનીરવાચી ૧ એક રૂપ નીરખે નયણે નીર ઢાલે ॥ એક ચકિત રહી ડગ ન ચાલે ૨
એક વિહવલ સુરતી ન રહી દેહ કેરી ॥ એક ચકોરની પેરે ત્યાંહાં રહયા હેરી ૩ એક અનુભવ સુરતી અંતર વિચારે ॥ સખી વિનવો સખી રહે ભાગ્ય તમારે ૪
સહુ ભકતના ભાવ પ્રભુ મન જાણી ॥ કૃપા આણીને ઉચર્યા મધુરી વાણી ૫ કહયું દ્વારીકા મારે અવશ્ય જાવું ॥ ચલો સહુ અમો ફરીયને વેગ આવું ૬
સમાધાન બહુપેરે અતી દયા કીધી ॥ માની વચન ભકત સહુએ આશિષ દીધી ૭ રથ ખેડીઓ જુથ સહુ ત્યાં નિહાલી ॥ વ્હાલો પ્રેમસું જુએ છે કોટ વાલી ૮
ચાલ્યા માર્ગે ભકત જે રહયા સંગ ॥ લખીભાઈ પ્રભુસું કરે અતિ પ્રસંગ ૯ કરે વારતા પદ તણા અર્થ પુછે ॥ પ્રભુ કહીએજી એનો ભાવ શું છે ૧૦
કૃપા સિંધુ અતિ પ્રેમસું કરે પ્રકાશ ॥ તે સાંભલી મનમાં અતિ હુલ્લાસ ૧૧ રથ હાંકતા લખીભાઈ બેસે ફરી ॥ વ્હાલો પોઢે ત્યાં ગીરદા શીષ ધરી ૧૨
એહના ભાગ્યનો પર કહયો ન જાય ॥ એણીપેરે કરૂણા તણી વૃષ્ટિ થાએ ૧૩ ઈચ્છાએ ચઢે પ્રભુ તુરંગ તાજી ॥ જોઈ કોટી મનમથ ત્યાં રહયા લાજી ૧૪
તુરો ધુંટે ભાવ તે કોણ પ્રીછે ॥ જે માનીની મન વસ માન ઈચ્છે ૧૫ સુરતી તે રસની કરી દે કંધે થાપ ॥ ઉમંગ ભાવ રસવસ થકી રીઝે આપ ૧૬
મન અનુભવી ભકત જે અંતરંગી ॥ કરે અંતર રમણ જેમ સંગ સંગી ૧૭ સોહે શ્રીકરે ચમરી ચોંહો પાસ ફેરે ॥ મન દલ ચઢયું ભકતના ભાવ ઘેરે ૧૮
સરખેજ સાણદ ગોધાવી નામ ॥ પધાર્યા પ્રભુજી વીરમગામ ૧૯ એણે મારગે પાયોધારે રાજ ॥ સાથે ચાલ્યો છે ભકત બહુ સમાજ ૨૦
ધાંગધ્રુ છે ગામ જે મજલ માંહાં ॥ આવી ઉતર્યા પ્રભુ ડેરો કીધો ત્યાંહાં ૨૧ પાછલથી આવ્યો સાથનો સંગ બહુ ॥ આવી ઉતર્યા પ્રભુજીને પાસ સહુ ૨૨
જલ કાજને કુઆ તલાવ ખોળે ॥ ત્યાં તો જલ નથી ઉત્તર આવી બોલે ૨૩ પોતે શાક સમારે છે મન જાણી ॥ સહુ પાક કાં ન કરો પુછયું મધુર વાણી ૨૪
સહુ સાથના લોક ત્યાં વ્યાકુલ થાએ ॥ નહીં પ્રભુને મુકી આગલ જવાય ૨૫ કેમ પાક કરીએ જલનો સંકોચ ॥ કરી પ્રભુને વિનંતી એહ સોચ ૨૬
પેલી પોખર ભરી છે જઈ જુઓ ॥ કરી આજ્ઞા શ્રીમુખે અહીં છે એક કુઓ ૨૭ કરી વિનતી સહુએ ત્યાં આતુરતાથી ॥ એ તલાવ જોયું એમાં જલ નથી ૨૮
અતિ અતુલ પ્રતાપ ત્યાં પ્રગટ કર્યો ॥ કહયું જાય દેખો વામો હે જલ ભર્યો ૨૯ ત્યાં જોવા ગયા આજ્ઞા દીધી નાથે ॥ દીઠું સરોવર જે જલભર્યું લહેરી સાથે ૩૦
આશ્ચર્ય થઈ રહયું સહુ રહયા મોહ પામી ॥ આવી પ્રભુ પાસે રહયા શીષ નામી ૩૧ કહયું તમો પુરુષોતમ જગતનાથ ॥ કૃત્યમ કૃત્યમન્યથા કરણ તુમારે હાથ ૩૨

તમારા ગુણ અમો કયાં લગી વખાણુ ॥ અમો મુઢ મતી રાજને શું જાણું ૩૩
એણી રીતે અનેક વીજ્ઞપ્તી કીધી ॥ બહુ ભાંતી સહુ મલી આશીષ દીધી ૩૪
ચતુરરાય એક એહ ચરિત્ર કીધું ॥ એમ એહ રીતે કરી સુખ દીધું ૩૫
હાલારમાં પંચાસર છે ગામ ॥ ત્યાંહા વસે ભકત કુંકાજી નામ ૩૬
તે છે જાત રજપુત રાજસ અપાર ॥ સદા પ્રભુ દર્શન તણો મન વિચાર ૩૭
ત્યાં સાંભલ્યું પ્રાણજીવન આવ્યા ॥ અતિ ફુલ્યા હર્ષશું મન ભાવ્યા ૩૮
અતિ સંકોચ ગુરૂજનનો એ સહયો ન જાય ॥ કેમ પ્રગટ નીરખું કોણ કરૂં ઉપાય ૩૯
સમરજી જો આજ તું કરે સહાય ॥ તો મનોરથ મન તણા પુરણ થાય ૪૦
સામા જાઓ એ કાજ છે આજ મારે ॥ કરો વિનંતી પ્રભુ અહીંયા પધારે ૪૧
આવ્યા હર્ષશું વેગે પ્રભુજી જયાંહાં ॥ કુંકાજીએ કરી વિનતી પધારીએ ત્યાંહા૪૨
વ્હાલે ભકતના ભાવ અંતર વિચાર્યા ॥ નીકટ મીલી બાગમાં પધાર્યા ૪૩
ચઢી માળીએ પ્રેમસું મન હરખે ॥ રહયા ભાવતા નાથનું રૂપ નીરખે ૪૪
શોભા અનંત વ્યાપી અંગ સુરતી ભુલી ॥ થઈ સ્નેહ વસ દેહ મધ્ય સ્નેહ ભુલી ૪૫
પ્રગટ અંકુર રતિ વૃદધી ભાવ વેલી ॥ સમાગમને અભિલાખથી લતા ફેલી ૪૬
રસીક લોચને રસીક જાએ નિહાલી ॥ સુધા વૃષ્ટિથી કુસુમતી બાલી ૪૭
ફલ એહ દાતા રસીક વર ઉદાર ॥ નિશ્ચય પ્રેમ સયુંકત કિધો વિચાર ૪૮
કરી બહુઅ પ્રકાર સામગ્રી સીધા ॥ મન ફુલસું મનોરથ અનેક કીધા ૪૯
ગુંથી પાતલ મોકલી સ્નેહ સાથે ॥ આણી રાખી આગલ પ્રભુ ગ્રહી હાથે ૫૦
કહયું રાજ સર્વજ્ઞ હું કેમ ભાખું ॥ જાણું એટલું એહ એક વચન દાખું ૫૧
નથી આવી શકતા તે દરશનને કાજે ॥ અતિ સંકોચ મનમાં ગુરૂજનની લાજે ૫૨
પ્રભુ મધુર વચણે સમાધાન કીધું ॥ અમો પતલી દ્વારા એ સહુ માની લીધું ૫૩
એ જે વચન મધુરા પ્રભુ બોલ્યા પ્રીતે ॥ આવી ભકત આગલ કહયા તે રીતે ૫૪
સુણી ઉલટ અંગ અંગ ન માય ॥ જોવા રૂપ વ્હાલા તણુ રચ્યો ઉપાય ૫૫
ધર્યા વસ્ત્ર વિચિત્ર પ્રભુ પાસે આવ્યા ॥ વાગો કેશરી સિદ્ધ કરી સંગ લાવ્યા ૫૬
જોયું શ્રીમુખ પ્રફુલ્લીત થયું મન ॥ વ્હાલો ભકતના ભાવથી અતિ પ્રસન્ન ૫૭
કરી વિનતી આગલ ઉભા ધરી ॥ વ્હાલે કહયું અવશ્ય અતિ કૃપા કરી ૫૮
બાંધે કશરી પાગ કર કેસ સોહે ॥ ધોતી કેશરી પહેરતા મન મોહે ૫૯
ચોલણો કેશરી રંગ મધ્ય અંગ દીસે ॥ ઉપરેણો હમેલ જોઈ મનડા હીસે ૬૦
સોહે સુંદર સાડી કસુંબી રંગ ॥ પહેરી કંચુકી અંગ તે અતિ અનંગ ૬૧
બેહુ પરસ્પર લોચન અતિ વિશાલ ॥ પ્રેમ અનુભવે અનુભવી રસ રસાલ ૬૨
ઉલટશો સિંધુ આનંદ અમિત હુલ્લાસ ॥ કર્યા વિવિધ રસસું રસીક વિલાસ ૬૩
કેશર ભીના પ્રભુ કસુંબે ભીની નાર ॥ નગ રાજભાઈ તેહ સમય કહે બલીહાર ૬૪
છાના રહોજી તમો રખે દ્રષ્ટિ લાગે ॥ ખમા કરી ભકત ત્યાં માન માગે ૬૫
ન્યોછાવરી કરે તે સમય પ્રાણ વારે ॥ એ છે જીવન જીવન ધન હમારે ૬૬
કૃપાએ પ્રભુ ભકતના કોડ પુર્યા ॥ આપી સુખ અતિ અભિનવ દુઃખ ચર્યા ૬૭
એણીપેરે પાશોધાર્યા ગામ ગામે ॥ સુખ આપ્યું ભકતને ઠામ ઠામે ૬૮
ઈચ્છા કરી પ્રભુ પધારે મારગ માંહાં ॥ આવી ચારણ બાઈ મલી સામી ત્યાંહાં ૬૯
ઘણું સુંદર તેહનું રૂપ દીશે ॥ હાથે કુંદણા લોબરી લાલ શીષ ૭૦
પહેલાર્યા ભુષણ સુશોભિત દેશ રીતે ॥ તે સ્વરૂપ જોઈ થકિત થઈ રહી અતી પ્રીતે ૭૧
ક્ષણું એક વ્હાલો રહયા તુરંગ રાખી ॥ મોહયા રૂપે તે નવ શકે વચન ભાખી ૭૨
ચલાવ્યો તુરી વ્હાલે જલપાન મીસે ॥ શોભી ત્યાં રહયા આપવા દરસ રસે ૭૩
પધાર્યા પ્રભુ નીકટ બાલ નિહાલે ॥ ઉભા ચકિત થઈ રહયા ડગ નવ ચાલે ૭૪
અવસ્થા તેના મન તણી તેહ જાણે ॥ અનુભવ વિના કોઈ કેમ કહી વખાણે ૭૫
કહી વાત બહુવાર ગોકુલને રાણે ॥ જોઈ એ સમયનું સુખ અનુભવી જાણે ૭૬
ભાદરવા વદી ચૌદશ મુહુરત લીધું ॥ તેણે દિવસે પ્રભુ દ્વારીકા પાવન કીધું ૭૭
આવ્યા ગુગલી સહુ મલી ચરણે લાગે ॥ અમો આજ કૃતકૃત્ય થયા માન માગે ૭૮

સહુ વેદ વિહિત ધર્મ કારજ કીધા ॥ બહુપેરે વિદ્યોગતીસું દાન દીધા ૭૯ બાંધ્યા નેગ સેવા તણા રાજ રીતે ॥ કરો ભોગ સામગ્રી તે એણી રીતે ૮૦
સહુ ગુગલી કૃત્ય મર્યાદા ટાલી ॥ સ્થાપ્યો ધર્મ મર્યાદાની રીત પાલી ૮૧ ત્યાં ભકત કલાબાઇ ગઢકા નિવાસ ॥ તેની પુરી પ્રભુજીએ બહુપેરે આસ ૮૨
રહયા દિવસ અગ્યાર ત્યાંહાં સ્થલ વિચારી ॥ વિજય કીધો છે ત્યાં થકી મહીમા વધારી ૮૩ રથ બેઠા પ્રભુ સહુ કોએ સંગ આવ્યા ॥ આપી મહાપ્રસાદ ત્યાંથી વલાવ્યા ૮૪
દ્વિજ નાર સમાજ ત્યાંહાં સોહે સંગ ॥ એહવા નાથને નીરખી કોણ ન મોહે ૮૫ રહયાં એક ટક સુંદર રૂપ નિહાલે ॥ જયાંહાં ત્યાંહાં વ્હાલાજીની સાથે ચાલે ૮૬
ક્ષણું એક મનમાં નહીં ચેન એહને ॥ થયા મુક બાલક વૃધ્ધ કહે કેહેને ૮૭ પાયોધારતા જોઇ જોઇ બેઠા છીન ॥ એક પ્રાણ સ્થિત કરી રહયા ઇચ્છા આધીન ૮૮
ધરી ધુપખેડી પ્રભુ તરંગ ચઢયા ॥ શોભા નીરખતા ભકત ઉર માંહેગડીઆ ૮૯ સમાધાન સત્કાર ત્યાંહાં અનેક કીધા ॥ યથા યોગ્ય તે અનુસાર માની લીધા ૯૦

ઇતીશ્રી ગુજરાત પ્રસંગનું માંગલ્ય ૭ સાતમું સમાપ્ત

રાગ : સમીરે સંધ્યા તબ ભયે પ્રભુ અંતરધ્યાન

## માંગલ્ય આઠમું

ગુજરાત પ્રસંગ

બડે ખંભાલીએ ત્યાંથી પધાર્યા ॥ ત્યાં ભકત મનમાં મનોરથ વિચાર્યા ૧ કરે વિનંતી પ્રભુને મેલી લાજ ॥
મારો મનોરથ પુરણ કીજે આજ ૨ અતિ હર્ષ સંકોચે વચન મુખ નાવ્યું ॥ માન્યું વચન એમ નયન સયને જણાવ્યું ૩
તે જોઇ ભકત હર્ષ મન ન માય ॥ સામગ્રી સિધ્ધ કરવાને રચ્યો ઉપાય ૪ તેડી લાવી રસ રીતે સમજાવીને તેહ ॥
અતિ નવલ અજ્ઞાત જોબન છે જેહ ૫ કરી બહુ પ્રકાર ત્યાં નિકટ આવ્યા ॥ રહયા ચકિત પુલકીત અંગ ભલા ભાવ્યા ૬
કરી ઘુંઘટ દ્રષ્ટિ સનમુખ ન જોડે ॥ વ્હાલો વદન નિહાલવા ભર્યા કોડે ૭ પ્રીય નવલ રસ પ્રીત બહુ રીત જાણે ॥
કહી મધુર વચન ગ્રહી નીકટ આણે ૮ અતિ રસીક બહુ પેરે રૂચી રમાડે ॥ જેમ જેમ રૂચે તેમ કરી સુખ પમાડે ૯
થયા વિવસ આતુર અંગ મેલી ॥ મીટી સંકુચ રસ રીતી ગ્રહી લાજ ભેલી ૧૦ ત્યાં પ્રગટયો રસ રંગની રેલ ચાલી ॥
કયાં લગી કહું વાત એ છે અતિ રસાલી ૧૧ ત્યાંથી પધાર્યા મારગને નાકે ॥ પ્રભુ પોઢયા લખીભાઇ રથ હાંકે ૧૨
આવ્યા સોરઠીયાની નદી માંહાં ॥ જલ વાજતું સાંભલી જાગ્યા ત્યાંહાં ૧૩ પુછયું કોણ નદી ને એ મારગ કયાંનો ? ॥
કહયું આસુરવ્યાહ મોહ લીલા છે ત્યાંહાંનો ૧૪ તે સાંભળી પ્રભુ મન પામ્યા ખેદ ॥ તે પેંડો મુકી પાછા વલ્યા સધ ૧૫
ત્યાં સોઢાણાનો રામ જેઠુઓ રાજ ॥ તે પાછલથી આવ્યો પધરાવા કાજ ૧૬ કરી દંડવત કહયું વિનતી ઉધારો ॥
મારું ગામ પાછલ રહયું ત્યાંહાં પધારો ૧૭ બોલ્યા વદન પ્રસન્ને સમાધાન કરી ॥ એણે મારગે અમો નહીં આવું ફરી ૧૮
સેવાનો અભિલાખ છે એહને બહુ ॥ આપી નામ ને મનોરથ પુર્યા સહુઅ ૧૯ બહુ ભાંતિ કરી સાજ ઘોડો સમર્પ્યો ॥
કરી દંડવત ચરણે તે ભાવ અર્પ્યો ૨૦ કૃપા દ્રષ્ટિ કરી એહનો અર્થ સીધો ॥ પ્રભુજીએ પ્રસન્ન થઇ વિદાય કીધો ૨૧
ત્યાંથી પછે રાજકોટ પધાર્યા ॥ વિભોજી કૃપા કરી પ્રભુએ સંભાર્યા ૨૨ એ છે નીપટ લરીકો ચરણે શીષ નામ્યું ॥

શ્રી હસ્ત માથે ધર્યો રાજ પામ્યું ૨૩ સતો જામ હાલાર નવુનગર ગામ ॥ કૃપા આણી પધાર્યા તેને ધામ ૨૪
કહે ધન્ય દિન ધન્ય દેશ ધન્ય ભાગ્ય મારૂં ॥ ધન્ય દેહ ધન્ય ગ્રેહ શું શું વિચારૂ ૨૫ તેણે તુરંગ સમર્પ્યો સાજ સાથે ॥
કરી ભેટ આગલ રહયો જોડી હાથ ૨૬ ત્યાં રણમલજીએ દુહો ભેટ કીધો ॥ પ્રભુએ નિપટ પ્રસન્ન થઇ માની લીધો ૨૭
ઓવારણ છે વલ્લભ અવની તણા ॥ તટ જમુના તેણે જયાં તુજ સરીખા સંપજે ૨૮ ત્યાં જીવ અનેક કૃત્ય કૃત્ય કીધા ॥
તેને નામ આપી સહુ શરણ લીધા ૨૯ પધાર્યા પ્રભુજી ખંભાલીઆ માંહાં ॥ ભટ રાઘવદાસે પધરાવીયા ત્યાંહાં ૩૦
ઠામ ઠામના રાણા રજપૂત આવે ॥ કરી દર્શન ચરણે તે શીષ નામે ૩૧ ધ્રોળમાં અનાબાઇ સરસ ભકત ॥
તેના ભાવ છે પ્રભુસું અતિ અવ્યકત ૩૨ પ્રથમ મનોરથથી અતિ ભાગ્ય ફલ્યા ॥ પ્રથમ મોરબી આવી વ્હાલજીને મલ્યા ૩૩
ચાલ્યા સંગ તે દ્વારકા પ્રભુજી મલ્યા ॥ અતિ મોદ મનોરથે સાથે ચાલ્યા ૩૪ આવ્યા નિકટ નિજ ગતી લોભી લોભાયા ॥
અતિ ફુલસું ફુલ અંગે ના સમાયા ૩૫ કરી વિનંતી આજહું ચિત ધરીયો ॥ મનોરથ મન તણા સહુ સિદ્ધ કરીએ ૩૬
પધરાવીઆ પ્રભુ કરી બહુ પ્રકાર ॥ ગાએ મંગલ ધોલ મંગલ અપાર ૩૭ પુછે અનાબાઇ સાથના ભકતને પ્રેમે ॥
દીજે પ્રભુ આજ્ઞા તે સહુ કરવું છે મેં ૩૮ કરું તેહ હું જો તમે દયા આણો ॥ હવે એ પ્રભુ ને તમે સર્વ જાણો ૩૯
મન ફુલસું વચન બહુએ પેરે બોલે ॥ નાંહીં એહોના ભાવને કોઇ તોલે ૪૦ કરે વિવિધ મનોરથ મન હરખી ॥
થાએ પુલકીત વ્હાલાનું રૂપ નીરખી ૪૧ મન પ્રેમે શ્રીંગાર રસ મુલ રોપ્યું ॥ પહેરીયા પ્રગટ ભુષણ સર્વાંગ ઓપ્યું ૪૨
આવ્યા નિકટ વ્હાલાનું રૂપ જુએ ॥ દેખી કોટી કંદર્પ સોંદર્ય મોહે ૪૩ લોભ્યા લોચન તે નવી પલક મેલે ॥
અતિ આરતે ભાવસું ભાવ ભેલે ૪૪ અતિ રસીકવર રસ બહુ પેરે જાણે ॥ તેમ ભકત રસ વિવિધ સંકોચ નાણે ૪૫
ઉભય સ્નેહસું ભેદ રસને નિહાલે ॥ પ્રિયા અધિક સુખ તેમ અંગ ચાલે ૪૬ પરસ્પરે કરે હાસ્ય વિલાસ પ્રીતે ॥
જેમ અધિક રૂચી ઉપજે તે રીતે ૪૭ કહે માનુ રાખો કૃપાએ પધારો ॥ એણી ભાંતીસું વચન કહી સ્નેહ વધારો ૪૮
સેવા સ્વતઃ પુરણ કરી બહુ પેર ॥ ફલ્યા ભાગ્ય પધાર્યા નાથ ઘેર ૪૯ તનુજા વિતુજા ન્યુન કાંઇ નવ રાખી ॥
રસ અનીરવચનીય કેમ શકીએ ભાખી ૫૦ પછે કાઠીઆવાડ સૌભાગ્ય ગામ ॥ કૈઆણો બાબરા છે તેહનું નામ ૫૧
ત્યાંહાં ભકત છે ભાગીરથી ફુલ બાઇ ॥ તેહનો ભાવ છે પ્રભુને સુખદાઇ ૫૨ ત્યાંહા પ્રભુ પધાર્યા તેહની પ્રીતે ॥
કર્યા મનોરથ બહુપેરે રાજ રીતે ૫૩ મન ભાવતા ભોજન રૂચી કરાવે ॥ સખી વેષ સૃંગાર એહનો ધરાવે ૫૪
તેડી ભીતર બહુ પેરે સુખ પમાડે ॥ જોઇ સુંદર એહ રૂપે રમાડે ૫૫ બેસે તબકડીએ વ્હાલો બહુ પ્રીતી ॥
મેલી લૌકીક મર્યાદા ગ્રહી રસની રીતી ૫૬ કેમ પ્રગટ વર્ણન કરું ભાવ ના આવે ॥ જયાંહાં વચન ન ચાલે ત્યાંહાં સંકોચ આવે૫૭

| | | | | | |
|---|---|---|---|---|---|
| દિન સાત પ્રભુ ત્યાંહાં રહયા એણી રીતે | ॥ | દીધું અમિત સુખ દિનદિન અધિક પ્રીતે | ૫૮ | પછે હલવદમેં પધાર્યા નાથ | ॥ |
| રાજા બીજે ઝાલે આવી નામ્યું માથ | ૫૯ | ઉભો આવી આગલ દંડવત કરી | ॥ | કરી વિનંતી પ્રભુજીએ ચીત ધરી | ૬૦ |
| તેહની શ્રીમુખે કહી કરી વાત એક | ॥ | હતો શુધ્ધ અંતઃકરણ બ્રાહ્મણીક | ૬૧ | ત્યાં ઝવોજી આગલ રહયો જોડી હાથ | ॥ |
| મારું નિકટ છે ગામ પધારો નાથ | ૬૨ | તારંગા પર્વત પાસે કુંડા ગામે | ॥ | ત્યાં પધારીઆ એહોને ધામ | ૬૩ |
| કરી સેવા બહુ ભાંતિ પોતાના સમાન | ॥ | નીજદાસ જાણી કર્યું કૃપાનું દાન | ૬૪ | જે કો ભકત છે પ્રભુજીને સાથે અહીં | ॥ |
| લેવાડયું પ્રીતે બહુ તેહને ખાંડ દહીં | ૬૫ | તે સાંભળી પ્રભુ અતિ થયા પ્રસન્ન | ॥ | સહુ કો કહે એહનું ભાગ્ય ધન્ય | ૬૬ |
| ત્યાંથી વિજય કરીને આગલ સીધારે | ॥ | આવ્યું રાજ પાટણ ત્યાંહાં પાયોધારે | ૬૭ | આવ્યો મધુઓ ઠાકુર સાથે અનેક સાથ | ॥ |
| સવા ભટ તણે ઘેર પધાર્યા નાથ | ૬૮ | પછે કહયું નગર મોટું વચન વાધે | ॥ | કેમ વિસદ વર્ણન કરું ગ્રંથ વાધે | ૬૯ |
| મલી સમૃધ્ધ બહુ ભીડમાં કેમ સંભાલે | ॥ | અટાલીએ દ્રુમ ચઢીને પ્રભુને નિહાલે | ૭૦ | વ્હાલો પ્રેમસું પાસ રહે જે જોઇ | ॥ |
| સામી દ્રષ્ટી સનમુખ કરી શકે ન કોઇ | ૭૧ | જયાં ત્યાં ભીડ ભરી રહી શેરી | ॥ | ગ્રહ કાજ ભુલી રહયા દસા હેરી | ૭૨ |
| પછે મધુઆ ઠાકુરે મનોરથ વિચાર્યા | ॥ | વ્હાલો મોદસું એહોને ઘેર પધાર્યા | ૭૩ | આસન અર્ધપાદ આદી જે શાસ્ત્ર નીતે | ॥ |
| કર્યા તેહ એ ભકતે સહુ પુષ્ટિ રીતે | ૭૪ | જમુના અતિ સુખદ છે સુખનું ધામ | ॥ | થાએ પ્રેમસું પ્રેમનું પુરણ કામ | ૭૫ |
| એ છે પાત્ર ને મધુઓજી દ્વાર થાય | ॥ | વ્હાલો રયણીએ એણીપેરે રસ ભરાયે | ૭૬ | કહ્યું રીઝવવાની બહુ રીત જાણે | ॥ |
| વ્હાલો ભાવ સમજે બહુ પ્રીત આણે | ૭૭ | સેવા સુખદ મનોરથ અનેક કીધા | ॥ | ફલ્યા ભાગ્ય બહુ એહના કાજ સીધા | ૭૮ |
| માધવદાસ મોહણદે ને કલ્યાણદાસ | ॥ | ગંગાબાઇને નામ કહી પુરી આસ | ૭૯ | માધવ મહેતો સુશીલ ને અતિ સંતોષી | ॥ |
| ઘેર પુત્ર મહા ભાગ્ય લક્ષ્મીદાસ દોશી | ૮૦ | એહને નામ આપી પ્રભુ મન ભાવ્યું | ॥ | જોઇ અગ્ર દર્શન રસબીજ વાવ્યું | ૮૧ |
| એક દિવસે પ્રભુ સાળવી ઘેર જાય | ॥ | પાયોધારીઆ જયાંહાં પટોળા વણાય | ૮૨ | પુછયું વસ્ત્રો વણો છો કોણ રીતે | ॥ |
| કપોલ કલ્પિત છે કે શાસ્ત્ર નીતે | ૮૩ | તેણે વિનંતી કરી તે આવી મન | ॥ | તે પ્રકાર જોઇ પ્રભુ થયાં અતિ પ્રસન્ન | ૮૪ |
| પછે ત્યાંહાંથી પાયોધાર્યા સીધપુર | ॥ | સરસ્વતી પ્રગટ વહે તેણે ઠોર | ૮૫ | તે પ્રસન્ન થઇ ફુલ્યા મન માંહાં અપાર | ॥ |
| કૃપા કરીને કીધી પ્રભુએ મારી સાર | ૮૬ | પ્રાગટ જહાં પ્રભુ તણુ પ્રાગ માંહાં | ॥ | તેણે સ્થલે હું ગુપ્ત વહું ત્રીવેણી જયાંહાં | ૮૭ |
| ત્યાંહાં પ્રગટ દર્શન નહીં સ્પર્શ કીધો | ॥ | રહયો એ અભિલાખ મનોરથ ન સીધો | ૮૮ | તેહની દાઝ દિનદિન મનમાંહાં વ્યાપે | ॥ |
| પ્રભુ પ્રગટ દર્શન કેહી પેરે આપે | ૮૯ | વહે પ્રગટ અહીં એહ કારણ વિચારી | ॥ | પાવન કરસે પ્રભુ દ્વારીકા પધારી | ૯૦ |
| પાયોધારી પ્રભુ એહના કોડ પુર્યા | ॥ | નાહી સ્વરસ પરસે કરી દુઃખ ચુર્યા | ૯૧ | કૃપા વંત પ્રભુ આરત હરણ એહવા | ॥ |

કરે પ્રાર્થના વિલંબ નહીં દાન દેવા ૯૨ મારગમાં મહેસાણું ગામ છે જયાંહા ॥ અતિ સ્વચ્છ છે ઠોર તલાવ ત્યાંહાં ૯૩
આવી તે સ્થલે પ્રભુ ડેરા દીધા ॥ ઘણા જીવના ત્યાં અંગીકાર કીધા ૯૪ એ ગામમાં હાટ બહુ પેરે થાએ ॥
ઘાટ ચુંગ ને તાલ ગડુઆ ભરાએ ૯૫ તે લાવ્યા પ્રભુ પાસ ત્યાં સર્વ કોઈ ॥ થયા અતિસે પ્રસન્ન તે ઘાટ જોઈ ૯૬
હાલાર ઝાલારમાં ઠામ ઠામે ॥ સુખ આપ્યું પ્રભુજીએ ગામ ગામે ૯૭ આવ્યા દેશ ઢુંઢારમાં એણી રીતે ॥
આપ્યું અધિક સુખ અભિનવું ભકત પ્રીતે ૯૮ લીલા અનુભવી તેહ એહ પેર જાણે ॥ રસના કરી અલ્પ બુધ્ધી કેમ વખાણે ૯૯
સાથે ચાચા હરીવંશજી ને પબોત્રવાડી ॥ હરપદ ભટ સુદામો તે બ્રહ્મચારી ૧૦૦ ઝવોજી જગન્નાથ ને લખીભાઈ ॥
સાથે ભકત છે હરીબાઈ કાહાનબાઈ ૧૦૧ એણીપેર પ્રભુ સંગતે છે અનેક ભકત ॥ કરું નામ વર્ણન નહીં વચન શકત ૧૦૨
રાજનગર ત્યાંહાથી નીકટ આવ્યું ॥ લખીભાઈએ સહુ - કોને કહાવ્યું ૧૦૩

ઈતીશ્રી ગુજરાત પ્રસંગનું માંગલ્ય ૮ આઠમું સમાપ્ત

રાગ ''અંબોડો શ્રી ગોકુલનાથજીનો ઝલકે''

## માંગલ્ય ૯ નવમું

ગુજરાત પ્રસંગ

આજ સખી શ્રી ગોકુલપતી આવ્યા કીજે મનના ભાવ્યાજી ॥ ઘેર ઘેરથી શણગાર કરી સહુ પ્રેમશું સામા આવ્યાજી ૧
મનમા મોદ મનોરથ તેના અનેક અનેરા દીસેજી ॥ ફુલ્યા અંગ ન માયે પરસ્પર જોતા હૈયડું હીસેજી ૨
પધાર્યા પોતાના પ્રભુ જાણી આરત મનમાં આણીજી ॥ વીઠલદાસ પર કૃપા કરી પ્રભુ બોલ્યા મધુરી વાણીજી ૩
સહુકો મન આનંદ પામ્યા ઉલટયો મન હુલ્લાસજી ॥ ભલે પધાર્યા પ્રાણજીવન ધન પુરી અમારી આસજી ૪
તેણે સમે જે દુર હતા તે અતી આતુર અકુલાએજી ॥ કહી ન સકે ગુરૂજનની લાજે અતીસે વીહવલ થાયેજી ૫
વિઠલદાસે કર્યો મનોરથ ઉછવને બહુ પેરજી ॥ વાહેણી સજજ કરીને મોકલી તેડાવ્યા સહુ ઘેરજી ૬
અતી મોદે શ્રીમુખ સુખ નિરખે હરખ્યા અન્યો અન્યજી ॥ ભાવ અપરમીત અનુભવ કેરા તે જાણે છે મનજી ૭
ગામ ગામના ભકત સહુકો સુણી પ્રભુને ત્યાં આવીજી ॥ ઉછાહે અતિ અંગ ન માએ ભેટ અનુપમ લાવ્યાજી ૮
આપાપણે મનોરથે સહુકો સૃંગાર કરે વિવિધ પ્રીતેજી ॥ ભકત તણે રસ વસ વ્હાલો અતિ માની લે રસ રીતેજી ૯
દિવાલી દિન ભકત સહુ મન પ્રમુદીત અતિ આનંદજી ॥ ઘેર બિરાજે શ્રી ગોકુલપતી સુખનીધી આનંદ કંદજી ૧૦
મર્જન કરી નાના વિધિ નૌતન ભુષણ વસન અપારજી ॥ અબંર ચીર પીતાંબર પહેર્યા અંજન તિલક તે સારજી ૧૧
ફુલ્યા પુષ્પ એણી પેરે દીસે આપાપણે રંગજી ॥ દરપણ લેઈ નિહાલે પ્રેમે પ્રેમદા અંગ તે ભર્યા અનંગજી ૧૨
ઓછવ માહા મનોરથસું અભ્યંગ તણો બહુ સાજજી ॥ લાવ્યા અતિ મોદે ત્યાંહાં સહુકો મલીયા ભકત સમાજજી ૧૩

કેસર રંગે નાહી વ્હાલો ધોતી કેસરી પહેરીજી ।। શોભા શ્રીમુખ અંગઅંગ મધ્યે પ્રગટ કોટી સુખ લહેરીજી ૧૪
તીલક કર્યું કેસરનં સુંદર છબી જે ભકત નિહાલેજી ।। મંગલ ગાયે અંગ ન માએ અતિસે ભાવ રસાલેજી ૧૫
ભુષણ નૌતન બહુ ધર્યા તે પહેર્યા અતિસે રાજેજી ।। શોભા સકલ રહી ત્યાં લાજી રૂપ અનુપ બિરાજેજી ૧૬
કૃત્ય કર્યા નિત્ય ભકત પ્રેમ વસ અતિ પ્રસન્નતા મનજી ।। ભોજન કરી પોઢયા વેગ બેઠા ઉત્થાપનજી ૧૭
પુર્યા ચોક સાથીઆ સુંદર ચિત્ર કરી રસાલજી ।। રચના દિપ તણી બહુ કરી મધ્ય દીપમાલ અજુઆલીજી ૧૮
આસન ત્યાં સમાર્યું પ્રેમે ગાદી તકીઆ સોહેજી ।। વિનંતી કરી વ્હાલો પધરાવ્યા હરખે મનડા મોહેજી ૧૯
વાગો અતિ નૌતન પહેરાવ્યો સોહે કસુંબ પાગજી ।। બાંધી રસીક વરે રસવસ થઈ ટેઢી દક્ષીણ ભાગજી ૨૦
શ્રીમુખ કાંત શોભા ઝલકે અને કુંડલ કર્ણે જયોત ।। મુકતા હાર કંઠે રાજે અંગુલી દલ નખમણી ઉધોતજી ૨૧
રસન દસન મનોહર લસન અધર રસ ભર્યા તંબોલજી ।। મૃદુલ હાસ્ય વચન વિકસીત અતિ પરમ માધુરી બોલેજી ૨૨
તિલક કરે કુમકુમના કામીની મુસકનીયે મન હરખેજી ।। પ્રિય રસાલ લોચન પ્રીય રસ પર છબીસું નિરખેજી ૨૩
ભેટ કરે સહુ ભકત ભાવતી અતિસે મનની ફુલજી ।। ચરણ કમલ દલ પ્રેમે પરસે રહયા તેહ અનુકુલજી ૨૪
મોતીડે પુરી આરતી ગ્રહી તે બેહુ કર થાલજી ।। શ્રીમુખ નિરખે ને ઓવારે આરતિ સહિત તે બાલજી ૨૫
કલશ ત્રીય રસ ઉનમત અંચલ ફરક સમારેજી ।। દ્રષ્ટિ પરી ત્યાં પ્રીય ત્રીય લોચન નિહાલેજી ૨૬
વિકસીત મુખ ઉરોજ શોભા મુસકની અતિ દાનજી ।। ભાવ અંકુર અનંત અંગ ઉરમાં સુખદએ થયું ધ્યાનજી ૨૭
ખેલ મીસે હટડી સમારી અનેક ભાંતિ પકવાનજી ।। હીરા હાટક રતન અમોલક વસ્ત્ર તણું નહીં માનજી ૨૮
નાના હેમ રજત તણા જે થાલે ભરી રાખ્યા તેહજી ।। મોતી તણી લર નાના વીધી અનુપમ સુંદર જેહજી ૨૯
સોંધા અરગજા ચંદન કેશર મેદ જવાદ ફુલેલજી ।। પુષ્પહાર બીડા સુગંધ સહુ કરવા રસની રેલજી ૩૦
મેવા ને મીઠાઈ ખેલવણા ભાંતિ ભાંતિના સોહેજી ।। સામગ્રી અનેક પ્રકારની સહુ કો દેખી મોહેજી ૩૧
પ્રેમ રસીક નાએક પોતે ત્યાં થઈ બેઠા વેપારીજી ।। ચતુર શીરોમણી મહા સુખદાતા ભકત તણા સુખકારીજી ૩૨
ભકત ભાવ જેના પુછે કહે છે તેહનું મુલજી ।। ઈચ્છા રૂચીસું જેજે માગે ફરી કરી આપે તુલજી ૩૩
એક કહે અમો તો લેઉ જો મુલ કરો તમો સાચુજી ।। બહુ નાયકસું કેમ ન કરીએ બોલે સાચું કાચુંજી ૩૪
સુણી વચન મુસકની કરી બોલે તુમકું નાહીં પરતીતજી ।। હાં રાજ અનુભવ છે અમને જેહવી લો નીતજી ૩૫
ખોલો ધરી વચન સ્નેહે કરી માગે તે માનજી ।। ગોદ માંહાંથી કરે કરી મુકે સ્નેહ પદમ પકવાનજી ૩૬

હાસ્ય પ્રેમ રસ કરુણા ભર રસ કરે ભકતને સંગજી ॥ અનીરવચની લીલા ઉપયોગી સમે તે તેહ પ્રસંગજી ૩૭
મેવા મીશ્રી બહુ સામગ્રી કરી ત્યાંહાં પ્રભુ પધરાવ્યાજી ॥ આરોગ્યા વ્હાલો અતિ પ્રીતે ભકત તણે મન ભાવ્યાજી ૩૮
સેજ સુખાલી અતિ રસાલી બેઠા વાર ન લાગીજી ॥ અનુભવ્યા અનુભવ પેરે જાણે જે છે મહા બડભાગીજી ૩૯
રસભોગી વિલસીત આલસ અંગ અધપડીયાલા નયનજી ॥ અપોઢયા પ્રાત જંભાત વિકસીત મુખ ખંડીત મીઠા વયણજી ૪૦
એહ સુખ સંયુકત નિત્ય લીલાનું નહીં પારજી ॥ અંતરજામી મનોરથ વ્હાલો પુરે બહુ પ્રકારજી ૪૧
અનકુટને દિવસે વ્હાલો અદભુત લીલા કીધીજી ॥ મદન મોહન ભગવત સ્થલે તેહોને મોટપ દીધીજી ૪૨
અનકુટ ત્યાં પોતે પુર્યો બાંધી અતિ વિક્ષાતજી ॥ સહુકો આશ્ચર્ય થયા તે જોઇ વાધ્યો અતિ ઘણી ભાંતજી ૪૩
પુરૂષોતમતા પગટ જણાવી મલીયો સહુ સમાજજી ॥ સંદેહ સહુના સહેજે ટલ્યા તેના સીધા કાજજી ૪૪
સૈયદપોળ કીકામેતા ઘેર પ્રભુ પધાર્યાજી ॥ વિઠલદાસ વાહેણી ખેડે ભકત સંયુકત આવ્યાજી ૪૫
શોભા સીંધુ અગાધ ઉલટયો ચહુંદીશ જજયકારજી ॥ છજે અટાલી ચઢી નિહાલે સમૃધ્ધ થઇ અપારજી ૪૬
પહેરામણી બહુપેરે ભુષણ વિવિધ પ્રકારજી ॥ ભેટ કરે ને લે ભામણા હરખે વારંવારજી ૪૭
નાના વિધિના ભાવ મન તણા પ્રભુએ પુરણ કીધાજી ॥ કૃપા દ્રષ્ટિ સહુ ઉપર કીધી સકલ મનોરથ સીધાજી ૪૮
એણી પેરે જયાંહાં જયાંહાં પાયોધાર્યા લીલા અનેક પ્રકારજી ॥ અનુભવીઆ અનુભવ પેરે જાણે નહી વાણી વીસ્તારજી ૪૯
અંગીકાર બળે વ્હાલો અયોગ્ય યોગ્યતા કીધીજી ॥ ભાંડ ભુંજીને સ્નેહ પ્રગટ કરી શરણ આપણે લીધીજી ૫૦
વિનતી કરી નાથ હું ઉપર દયા એટલી કીજેજી ॥ ત્યાંહાં લગણ ન જવાએ જો આંહાં છોલા લાવું તે લીજેજી ૫૧
નીકો કહીને પ્રસન્ન થઇને સુંદર છોલા લાવેજી ॥ ભાવે કરી આરોગે પ્રભુ રૂચી જે સહેજ સુભાવેજી ૫૨
નાહી પ્રાત એકાંત સમય ત્યાંહા પુજા કરે મારો નાથજી ॥ વાદીના મુખ ચુરણ કરેવા સાલીગ્રામ છે સાથજી ૫૩
ઉતમ ચાર અંજીર અનુપમ વિઠલદાસ ત્યાંહાં લાવ્યાજી ॥ એહોનો નેહ નિપટ અંગીકૃત પ્રભુ તણે મન ભાવ્યાજી ૫૪
એક કૃપા કરી એહોને આપ્યું બીજુ ભટ હરપતીનેજી ॥ બાકી આપ આરોગ્યા સ્વાદે સરાહયા બહુ જતનેજી ૫૫
ભકત તણા એ સ્વાદ શ્રીમુખ માંહાં રમી રહયા છે જેહજી ॥ વિવસ થયા અંજીર મીસે રસ પ્રગટ કરે છે તેહજી ૫૬
એક સમય સામગ્રી નૌતન કરી પ્રભુને પુછેજી ॥ વિઠલદાસ કહે કૌતુક મીસે નામ એહોનુ શું છેજી ૫૭
જાણ શીરોમણી ચતુરરાય છો જો એ નહીં કહેવાસેજી ॥ સહુકો કહેસે નામ ન જાણ્યું શ્રી ગોકુલમાં હાંસી થાસેજી ૫૮
સુખેન હાંસી હો નકાહે નહીં યહ તો ના પહેચાનીજી ॥ મધુર વચન પ્રભુ એણી પેરે બોલ્યા એ તો અમો નહી જાણીજી ૫૯

પછે પ્રભુને કાને લાગી કહયું એહનું નામજી ।। તેથી હાસ્ય અપર્મિત પ્રગટયો સહુ મન અભિરામજી ૬૦
ભાગ્યવાન એ ભકત અપરમીત તેહને પ્રભુસું નેહજી ।। કૃપા પ્રગટ એથી કહીએ સહુ દુહે લખ્યો છે એહજી ૬૧
મારે મન તુ એકલો તારે મન સૌ લખજી ।। બપૈયો પીઉ પીઉ કરે મેઘ ન જાણે દુખજી ૬૨
વિઠલદાસે દુહો લખ્યો તે પ્રભુએ માની લીધોજી ।। કૃપા કરી દુહો શ્રી હસ્તે લખીને ઉતર દીધોજી ૬૩
જેન તેન મહુત તે સજન ચિત ચઢયાજી ।। ચીત મહંદ ગયંદ જયોતે બોહોર ન ઉતરીયાજી ૬૪
ગોકુલ માંહેં વિઠલદાસની શ્રીમુખે કહી એક વાતજી ।। મોહોડો લખ્યો સો સદા શીષમો રાખ્યો નીકી ભાંતજી ૬૫
એકાંતે સુંગાર અનુપમ વ્હાલાને મન ભાવ્યાજી ।। પ્રભુને રસે શ્રમિત થયા તે રસના લોભ્યા આવ્યાજી ૬૬
સેજ ઉપર સનમુખ બેસાડે કરે પરપર હાસ્યજી ।। નેહ નિપટ નિરખે નયણા ભરી ઉપજે સુખની રાસજી ૬૭
મારગ માંહાં આભુષણ ભકતએ સમર્પ્યા છે તેહજી ।।
વાટેથી પોતે તે પહેરાવે તે મનને રંગજી ।। ફરી ફરી સનમુખ મુખ નિરખે હરખ્યા અંગોઅંગજી ૬૯
બાહાજય ચાર રતી પાંચ અંતરગતિ રતી વિપરીત રસાલીજી ।। ગુઢ સગર્ભ વાત પીઉ જાણે કરે તે કેલી સુખાલીજી ૭૦
શ્વેત બિન્દુ શ્રમ સુચન કરે અંગ સંગે તે નિરવારેજી ।। ઉભય અપરમીત રસના લોભી ફરી લીલા વિસ્તારેજી ૭૧
અહર્નિસે એહજ કાજ અહોને રૂપ રસાત્મક એહજી ।। પ્રગટ વિસદ કયાંહાંથી કહેવાયે પ્રભુનો અનુભવ જેહજી ૭૨
એણે પ્રકારે રસ અનુભવ કરે છે વ્હાલો નીત્યજી ।। પોતેથી પ્રસન્ન થઇને આણે અદભુત પ્રીતજી ૭૩
એ રસે લુબ્ધ રસીકવર વ્હાલો લોભ્યા તે તેણે રસેજી ।। તે રસ અનુભવ સ્વકીયને જણાવ્યો દુહા તે કેરે મીસેજી ૭૪

ઈતિશ્રી ગુજરાત પ્રસંગનું માંગલ્ય ૯ નવમું સમાપ્ત

## માંગલ્ય ૧૦ દશમું

રાગ : "નવલ કુંઅર વ્રજરાય કે
ખેલત રસ ભરી હોરી હો"

એક સમય ભોજન કરી વ્હાલો કુંવર ભાવ વિચાર્યાજી ।। સ્ત્રીજન સહુકો પાક કરે છે ત્યાંહાં પાયોધાર્યાજી ૧
સુંદરી નિપુણ પાકશાલામાં કરે ત્યાંહાંનું કાજજી ।। ઉર આનંદ ને સણગટતા ને ગુરૂજન કેરી લાજજી ૨
જઈ બેઠા તેહોને રસ લોભે કરે તે હાસ્ય વિનોદજી ।। પરસ્પરનો રસ અવિલોકી સહુને મન અતિ મોદજી ૩
તાપ ઘણો ને શ્રમ થાયે છે આપ પોઢો જઈયજી ।। પ્રભુએ કહયું એ તો સબ દિન હે યહ સુખકો કહા કહીએજી ૪
પછે કુંઅરને કરી વિનંતી તમે પધારો ઘેરજી ।। પધરાવીને પછી પધાર્યા લીલા અદભુત પેરજી ૫

બહુ પ્રકાર એણી પેરે નૌતન તેહનો પર ન લહીએજી ।। કૃપા પ્રભુની ભાવ ભકતના તે વાણીએ કેમ કરી કહીએજી ૬
ગોપાલદાસ વાસણ કણબી ને જેગીદાસ ભુંદીજી ।। સહુ મલી ગાએ પદ મહેતાના રાગ જાત છે સુંધીજી ૭
એ તો સામલો અતિ સરસ છે કરે તે ગાન રસાલજી ।। અંગ આવેશસું અભિનય પુર્વક રહિત દેહ સંભાલજી ૮
સમજે ભાવ રસીકવર નાગર રસનું રૂપ છે જેહજી ।। સુણી પ્રસન્ન થઇ પ્રભુજી બોલ્યા નીકે ગાવત એહજી ૯
એહનો બેટો શ્રીદ્વારમાં શરણ પ્રભુજીને આવ્યોજી ।। ગોપાલ પંડયાની આગલ કહયું મુને નિવેદન કરાવોજી ૧૦
પાકશાલામાં પોતે હતા વિનંતી કીધી ત્યાંહાંજી ।। વૈશ્નવ એક નિવદેન કરવા આવ્યો છે પ્રભુજી આંહાંજી ૧૧
નીકે કહીને બાહે રપધાર્યા તેડી લીધો પાસજી ।। નામ કહેવા વિકસીત મુખ કીધું પ્રમુદિત મન હુલ્લાસજી ૧૨
પંડયે કહયું સોમલાનો બેટો એહ જણાવી સયણજી ।। તાકું પદ મહેતા કે આવત હે પુછયું મધુરે વયણજી ૧૩
હાં રાજ આવડે કાંઇ કરી વિનંતી એમજી ।। સુરતી કરી તે રસની વ્હાલે કીધો પુરણ પ્રેમજી ૧૪
ઉત્થાપનને સમય આવી પદ જે તેણે ગાયુંજી ।। વેસો ગાન કહાં એમ કહી શામલાનું ગાન સહરાયુંજી ૧૫
તેહના ગાનની સુરતી કરીને વિવસ થયાં તે વારજી ।। એહનું ભાગ્ય કયાંહાં લગી કહીએ પ્રભુજીની કૃપા અપારજી ૧૬
પદ રસાલા તે સમયથી રસવસથી સુણીયા જેહજી ।। એહ સમયનો રસ પ્રભુના મનમાં રમી રહયો છે તેહજી ૧૭
એહનું ગાન સરાહી વ્હાલો પુરણ કીધા કામજી ।। ભાગ્ય વિસ્તર્યાના વાત્સલ્ય ગુણી જેહ છે નામજી ૧૮
પોપા વ્યાસ ને રાયચંદ રવાવ પ્રભુસું કરે વિનોદજી ।। વાત હસારુ નૌતન લાવે બ્હાલાને મન મોદજી ૧૯
વિશ્નુભટ કરે બહુ કૌતીક હાંસી ટોક રસાલીજી ।। પ્રભુને ત્યાં હાંસી નવી થોભે પેટે આવે ખાલીજી ૨૦
વિકસીત વદન દંતઅતિ ઝલકે ઝલકે લલીત કપોલજી ।। ગલ્લ સ્થલ ઝલકે અતિ સુંદર કુંડલ લોલજી ૨૧
અંગ અંગ આભા અતિ ઝલકે ઝલકે નખમણી જોતજી ।। કયારેક મુખ ઉપરેણો દે અંગુલી નંગ ઉદ્યોતજી ૨૨
મુછ સંવારે ને કેશ નિવારે તાલી દે બેહુ હાથજી ।। પ્રભુ જોઇ રસ વિવસ થયા સહુ હાંસી નિરખે સાથજી ૨૩
અહેવા કૌતુક નિત્યના નૌતન અનેક અનેરા થાયેજી ।। તે શોભા રૂપ અનુભવી જાણે વચને કેમ કહેવાયજી ૨૪
બ્રાહ્મણ બાર રહે એક સંમત રાજનગર માંહાં ધામજી ।। પોતાનો મત પ્રગટ કર્યો છે બારભટ તેહનું નામજી ૨૫
પોતાને અતિ પંડિત કહાવે સહુકોના મત ખંડેજી ।। વાદ કરે સહુ કોની સાથે તે આગલ કાંઇ ન મંડેજી ૨૬
તહેની મતિ સહુ કો મલી ચાલે બીજુ કાંઇ ન જાણેજી ।। તેહ કહે તે સાચું માને તેહનું કહયું પ્રમાણેજી ૨૭
સંમત કરી ત્યાં સહુકો આવ્યા મનમાંહાં મોટી વાતજી ।। પ્રભુસું વાદ કરસું આપણે જેણે વાધે વિક્ષાતજી ૨૮

સભા કરીને સનમુખ બેઠા મલીયો સહુ સમાજજી ॥ ગર્વ બલે અજ્ઞાનપણે તે બોલે સર્વ અકાજજી ૨૯
તેહનું બોલ સર્વ સાંભળી પ્રભુજીએ આણ્યું મનજી ॥ શ્રી ભકત દ્રઢ ભકત કરીયને બોલ્યા એક વચનજી ૩૦
તે માનભંગ નિરૂતર થઈને પ્રભુને નામ્યું શીષજી ॥ આજ લગી અમો કાંઈ ન જાણ્યું ક્ષમા કરો જગદીશજી ૩૧
દિગ્વિજય કીધો એક ક્ષણુ માંહાં કરીય ભકત વિસ્તારજી ॥ ભકત તણે મન આનંદ ઉપજયો હવો જયજયકારજી ૩૨
પછે પ્રભુએ વિજય કર્યાનું મુહુરત ઉતમ લીધુજી ॥ રથ તુરંગ સામગ્રી બહુપેરે એ તત્પર કીધુંજી ૩૩
ભકત તેણે આગ્રહે એતાદ્રસ સ્નેહ અપરમીત જાણીજી ॥ ફરી રહયા પ્રભુ તેહ વિચારી કરૂણા મનમાં આણીજી ૩૪
રસીકરાય પ્રભુ ચતુર શીરોમણી સહુના અંતરયામીજી ॥ તે ફુલ્યા અતિ આનંદ ન માયે સકલ મહાનીધી પામીજી ૩૫
પ્રથમ થકી અપરમીત પ્રગટયોં વાધ્યો અભિનવરંગજી ॥ નિતપ્રતિ પ્રતીક્ષાણું નવ લીલા રસના હોએ તરંગજી ૩૬
મૃગમદ સોંધા અતિ સુગંધ બહુ કુમકુમ કેરી રોલજી ॥ લીલા પ્રગટ કયાંહાં લગી કહીએ પરનાલે વહયા ફુલેલજી ૩૭
કોએક દિવસ પછે રહીયને વ્હાલે એણીપેરે સુખ દીધુજી ॥ પુર્યા કોડ કૃપા કરી વ્હાલે મન ગમતું કીધુજી ૩૮
ઠામઠામના ભકત ઉલટી આવ્યા પ્રભુને પાસજી ॥ બહુપેરે તે કરી વિનંતી પુરો અમારી આશજી ૩૯
મારગ માહાં છે ગામ અમારા તે ઉપર કરૂણા કીજેજી ॥ દયા કરી પાયોધારો પ્રભુજી કાજ અમારૂ સીજેજી ૪૦
સાંભલ્યું પ્રયાણ પ્રીતમનું થયું તે સહુને જાણજી ॥ વ્યાકુલ થઈ આવ્યા સનમુખ સહુ જયાંહાં છે જીવન પ્રાણજી ૪૧
રૂપ જુએ જલ નયણે મુકે સુકે કોમલ દેહજી ॥ વિવસ થયાં મુખ વચન ન આવે દહે તે અનુભવ તેહજી ૪૨
અંગઅંગ અનુભવતા લોભી પ્રીયસું જે અંતરંગજી ॥ રસસું અતિ ઉનમત હતા તે શીથીલ થયા અંગ અંગજી ૪૩
ઉભા ચિત્ર લખ્યા સા દીસે અનુભવ મન વિચારેજી ॥ ચેન નહીં વ્યાકુલ તન મન અતિ પ્રાણ પ્રભુ પર વારેજી ૪૪
પરમ સ્નેહ નિજ ભકત તણા જેહ તે સહુ ચિતમાં જાણીજી ॥ રહયા પ્રાણ સ્થાયી થઈને તેની કરૂણા મનમાં આણીજી ૪૫
એ તન અન્ય વિનિયોગ ન થાએ કારણ મન વિચારીજી ॥ કુંઅર માનનું વિરહા અંગને આગલ કાજ સમારીજી ૪૬
ભાવ ભકતના મન ધરીને વિજય કર્યો તે વારજી ॥ ઉઆરસજે ગોપીભાઈને ઘેર પાયોધાર્યા આધારજી ૪૭
શંકરજી ભાઈ કોલોજી સાઠોદરા નાગર જેહજી ॥ ઉઆરસજુ આવીને પ્રભુને ચરણે લાગ્યા તે તેહજી ૪૮
કર જોડીને કરે વિનતી કરીએ પુરણ કામજી ॥ ગતએડે પધારો પ્રભુજી નિકટ આમારૂં ગામજી ૪૯
કરૂણા સિંધુ વિરહ દુઃખ ચુરણ પુરણ કીધી આસજી ॥ એહોને ઘેર પધાર્યા પ્રીતે પામ્યા સુખની રાસજી ૫૦
ત્યાંથી પ્રભુ પ્રયાણ કરીયને પાયોધાર્યા છે ઝેરજી ॥ મનોરથસું પધરાવ્યા વ્હાલો મદનજીને ઘેરજી ૫૧

હીરચંદભાઈ હદુઆ ભાઈ આવ્યા હરખ મન અપારજી ।। નાહાનાભાઈ તણો મહાપ્રભુએ કીરો અંગીકારજી ૫૨
નરસીદાસ કીષ્ના ત્રીવાડી પ્રભુજીને સામા આવ્યાજી ।। વિનંતી બહુઅ પ્રકારે કરીને કપડવણજ પધરાવ્યાજી ૫૩
ત્રીવાડીને ઘેર પધાર્યા ત્યાંહાં છે ઉતમ કામજી ।। કૃષ્ણ મદન ને કૃષ્ણ શામલ છે તેહોને આપ્યું નામજી ૫૪
પટેલ પ્રેમજી જેવંત પારેખ લીધા પ્રભુએ શરણજી ।। માધવદાસ ચાંગજી પારેખનું કીધું પ્રભુએ વરણજી ૫૫
ભાઈ રતનજી શરણ અનુસર્યા તેહનું છે અહીં ધામજી ।। કારણ અદભુત કીધું સોંપ્યા ઘરના કામજી ૫૬
વિષ્ણુજી ભાઈને નામ આપીને કીધો પ્રભુજીએ યોગ્યજી ।। એક રત્ન એહો ઘેર પ્રગટશે તે લીલા ઉપયોગજી ૫૭
પ્રભુને આનંદ મોદ ન માએ કર્યો અનુગ્રહ પ્રીતેજી ।। એ દ્વારા અનુભવ વ્હાલાને કરવો છે રસની રીતેજી ૫૮
પોતાને હિત જેહ વિચાર્યું પ્રગટ કર્યું તેહજી ।। રૂપવંત રસ પાત્ર અનુપમ પ્રાણનાથસું નેહજી ૫૯
પ્રગટ પ્રકાર કયાં લગી કહીએ વિનિયોગનું છે તનજી ।। ભાવ એહોના પ્રભુ અનુભવે કે જાણે છે મનજી ૬૦
રામો મહેતો ભલા ભગવદી તેહને ઘેર એક કોડજી ।। પ્રભુસું નેહ નિપટ કરી રાખ્યો હીડે મોડા મોડજી ૬૧
પાઠ કરે ત્યાંહાં પ્રેમે આવી ધરી મન ભાવ અપારજી ।। શ્રીમુખ જોવા કાંઈ એક મિસે આવે દોડી વારંવારજી ૬૨
ચીતવની ચિત એહોને ચીત ચોર્યુ કરવા બહુ રસદાનજી ।। અંતર જામી ભકત તણા લહી કીધું અતિ સનમાનજી ૬૩
વિરપુર સુરજી રાણાને દયા અપરમીત કીધીજી ।। ભાવ સહિત બહુ પેરની સેવા પ્રભુએ માની લીધીજી ૬૪
પ્રાગદાસને ઘેર પધાર્યા મનનું ગમતું કીધુજી ।। કેશવ ચાંપે શ્રીમુખ જોયું કાજ એહો તણું સીધુંજી ૬૫
લીંબડીએથી આંબ લઈ આવ્યા પ્રાગદાસને ધામજી ।। આરોગીને સ્વાદ સહરાયો સાંકરીજુ પાડયું નામજી ૬૬
ભાદરવા આંબ ભલી રીતે જતને રાખ્યા જેહજી ।। રૂતુવંતા ઉપયોગ પ્રભુને આવ્યા છે ત્યાંહાં તેહજી ૬૭
ગણજી ભાઈને નામ આપીને શરણ પ્રભુએ લીધાજી ।। ભાગ્ય એહોના કયાં લગી કહીએ સકલ પદાર્થ સીધાજી ૬૮
શ્રીમુખે કહયું કાગદ કતરેકી વિદ્યા આવે ઓકુંજી ।। ગીત ગોવિંદકો શ્લોક કતરીકે આન દીઓ એક મોકુંજી ૬૯
ત્યાંથી પ્રભુ ગોધરે પધાર્યા શામલદાસને ધામજી ।। ઘરમાં સ્ત્રી છે પરમ ભગવદી સૌભાગ્યદે તેહનું નામજી ૭૦
કરી ભેટ પહેરામણી બહુપેરે અતિસે મનની ફુલજી ।। આરતી કરી વધાવ્યા વ્હાલો મોતી લેઈ બહુ મોલજી ૭૧
એહોને મહા પરમ ફલ આપી પછે વડોદરા પધાર્યાજી ।। ગોવિંદદાસે કરી વિનંતી રાજે અમને સંભર્યાજી ૭૨
જીવી મહેતીએ પધરાવ્યા મહુધામાં બહુ પેરજી ।। આગ્રહ જોઈ એહનો અતિસે રહયા તેહને ઘેરજી ૭૩
મુલથાન મહેતો નડીઆદી ત્રિવાડી વિશરામજી ।। નડીઆદે પધાર્યા પ્રભુજી ત્યાં છે એહનું ધામજી ૭૪

પટેલ કાનજી પ્રેમ ધરીને કર્યા મનોરથ બહુઅજી ।। કરી ભેટ પહેરામણી બહુપેરે શરણ અનુસર્યા સહુઅજી ૭૫
પટેલ રામજી સોજીત્રામાં નૌતન ઘર બંધાવ્યાજી ।। ઠાકુરના અલગા અલગા કરી પોતાના સમરાવ્યાજી ૭૬
મહાપ્રભુ પધરાવ્યા પ્રીતે કહયું એ ઘર તમારાજી ।। પોતાના ઘરમાં ઉતરીએ આતો ઘર છે અમારાજી ૭૭
ત્યારે પ્રભુ વિકસીત વદને કરી વચન કહયું એક ભારેજી ।। એસી વિગત કરત કાહેકું સબહી ધામ અમારેજી ૭૮
એહવી કૃપા એહો પર કીધી ભાગ્ય તણો નહીં પારજી ।। મોરારદાસ કેશવજીભાઈનો કર્યો ભાગ્ય વિસ્તારજી ૭૯
ઠામઠામ સહુને સુખ આપીયું લીલાનો નહીં પારજી ।। મન તણા મનોરથ પુરણ કીધા બહુઅ પ્રકારજી ૮૦
એ રસ રસના દાતા જાણે કે જાણે તે ભકતજી ।। વાણી વિસદ કરે કહી પેરે જે છે અતિ અવ્યકતજી ૮૧

ઈતિશ્રી ગુજરાત પ્રસંગનું માંગલ્ય -૧૦-દશમું સમાપ્ત

## માંગલ્ય ૧૧ અગીયારમું

ગુજરાત પ્રસંગ

રાગ : વિદુરી વિદુરીના ફરી મોલપે પાઈએ - અણી જાતે ગવાસે

માધવદાસ ખંભાતના એ છે મહા બહુભાગી ।। જેહ પર પ્રભુ પ્રસન્ન સદા પ્રભુસું અનુરાગી ૧
લીલા સહિત સ્વરૂપ જેહને એહજ જણાવ્યું ।। અંતરંગ રહે સંગ કરે જેમ પ્રભુને ભાવ્યું ૨
કરી વિનંતી એહ રાજ ખંભાત પધારો ।। પોતાના જેહ ભકત તેહના તાપ નિવારો ૩
સુણી પ્રભુ થયા પ્રસન્ન મનમાંહાં અતિ આનંદ ।। ભકત તણા જે ભાવ પુરવા વિઠલનંદ ૪
જીઉભાઈ મન કુલ માન કુંઅર પધરાવા કેરી ।। સાબેલા વાહેણી જયાંહાં ત્યાંહાંથી લાવે વહેરી ૫
જાદરણી લેઈ સાથ સાજ સહુ ઉતમ કીધા ।। માંગલ્ય અનેક પ્રકાર ભકત સહુ સાથે લીધા ૬
ઘેર ઘેર તોરણ બાર સાથીઆ સુંદર સોહે ।। ઘેર ઘેર કદલી ખંભ કલશ દેખી મન મોહે ૭
ઘેરઘેર મંડપ રચ્યા ઉપર કમલ બહુઅ ।। અતલસ બહુ પટકુલ વિવિધ પેરે બાંદયા સહુઅ ૮
થાલ મદયે ફુદણા ચમર તે માંહેં લલકે ।। મણીયમ ખંભ અનેક જટિત હીરા અતિ ચલકે ૯
મોતીએ પુર્યા ચોક મોતીના ઝુમક સાર ।। મોતીએ પુરી થાલ ભર્યા મદય રંગ અપાર ૧૦
જયાંહાં ચિત્ર વિચિત્ર સોહે એ ત્રીભુવન ભુપ ।। નવ નીધી ઉભી દ્વાર પધાર્યા ગોકુલ ભુપ ૧૧
કીધા મંગલ સાજ આજ અતિ ભાગ્ય ફલ્યા છે ।। ફુલ્યા અંગ ન માએ ભકતના જુથ મલ્યા છે ૧૨
કીધા અનેક શૃંગાર એકથી એક અનેરા ।। સાડી અનુપમ રંગ પાર નહીં ભુષણ કેરા ૧૩

સોંધા તેલ ફુલેલ સંગ કરી મરજન કીધા ।। પહેર્યા નવ પટકુલ નયણ ભરી અંજન કીધા ૧૪
ગુંથ્યા કેશ સુદેશ ચોટીએ ગોફણા લલકે ।। ઘુઘરડીનો નાદ ચાકની આભા ચલકે ૧૫
મોતીએ પુરી માંગ શીષ સોહે શીષફુલ ।। ટીકો સોહે ભાલ ઝાલ બેહુ જટીત અમુલ ૧૬
વેણી કરણફુલ ઝલકીયા મોરલી બાજે ।। નાકે નકવેસર મુકતા જટીત મધ્ય નંગ બિરાજે ૧૭
ગલુબંધ સબલગરી દુલરી મુકતા સાર ।। મોહન માલા પદકડી ચંપકલી ઉર હાર ૧૮
કંચુકી કસણ કુંદણ ઉપર મોતીના ચુડા ।। મધ્ય ફુલ કનકના ભરત ભરી કાઢયા સુડા ૧૯
બાજુબંધ બહેરખા ચુડી ચુડ કનકતી ।। મોરી જવા બેરખી અંગુઠી જોત ચમકતી ૨૦
ઝાંઝરનો ઝમકાર વીંછીઆ વાદે બાજે ।। મુદીત મન આનંદ પ્રભુને જોવા કાજે ૨૧
ઉલટ અંગ ન માએ વિવિધ પેરે સોહે નારી ।। કીધા બહુ શણગાર દેહથી ભુષણ ભારી ૨૨
નગરું ગામ તલાવ નાટેઉ તેહનું નામ ।। ભોજન કરી પ્રભુજી કીધો ત્યાંહાં વિશ્રામ ૨૩
ઉત્થાપન સમે પ્રસન્ને બેઠા નાથ ।। તેણે સમય પધરાવા આવ્યો સઘલો સાથ ૨૪
નિરખ્યા સુંદર નાહ ફુલસું કરી વિજ્ઞપ્તી ।। મનોરથ થકી અધીક તે રાજે કીધું સત્ય ૨૫
હરખે હરખ ન માએ વસ્ત્ર ત્યાંહાં ભકત ધરાવે ।। છીંટ કેરી પાગ અંગે રંગે પહેરાવે ૨૬
પટકો લટકે લેઈ બાંધ્યો છોગો મેહેલી ।। ઉપરેણો અંગ ધર્યો પામરી ઓઢી વહેલી ૨૭
બાંધ્યા ભુજ બેરખા અંગુઠી કર પહેરાવે ।। સુંદર જુથ અનેક ત્યાંહાં ધોલ મંગલ ગાવે ૨૮
માંગલ્ય ભાવ અનેક કરી ત્યાહાં તિલક ધરાવે ।। પનહી મખમલ સાર લેઈ ચરણે પહેરાવે ૨૯
જય જય કરી તે કયું વ્હાલાજીએ વિનતી માની ।। મનોરથ પુરણ કાજ રહયા થઈ ભાવ સ્થાની ૩૦
બીડું આરોગી નાથ ચાબક કરમાં લીધો ।। સાથ સર્વ સજ થયો તુરંગ ચંચલ સીધ કીધો ૩૧
સનમુખ સહુ નિહાલે દ્રષ્ટિ અલગી નવી મોડે ।। પાગડે પગ દેઈ કુંઅર ચઢયા જીયવર ચઢયા ઘોડે ૩૨
ગડે નિશાણના ઘાઓ ઢોલ ડમીડમીઆ બાજે ।। ભેર ભુંગલ શહેનાઈ નફેરી સુર અતિ રાજે ૩૩
વેણા વીણા મૃદંગ તાલ અંબુજ ને ઝાંઝ ।। કરતલ તાલ રવાવ ઝાલરી સોહે માંઝ ૩૪
છત્ર જટિલ નગ ઝાલરી ફરતી મોતીની રાજે ।। ધર્યો શીર પર સહેરો છબી તન અતી છાજે ૩૫
ચમર શુશોભિત ભકત રહી બેહુ પાસે ઢોલે ।। શોભા કોટીક પ્રેમ ભરે ભામીની નીહાલે ૩૬

સરકે તુરીય તુરંગ જેમ જેમ પગ ચાલે ॥ ગ્રહી બાગ ચુચુકારી કરી વ્હાલો સંભાલે ૩૭
ધ્વજા તે વિવિધ પ્રકારે સુનેરી છાપા સોહે ॥ ડાંડી ઉપર તે ફરહરે અતિ મન મોહે ૩૮
સાબેલા નહીં પાર વાહેણી કોણ ગિણાય ॥ સ્ત્રીજન બેઠા માંહેં ધોલ મંગલ ગાય ૩૯
ગાડી ઉપર નાવ સમારો સુંદર ભ્રાજે ॥ બેસ ધરવા માંહાં એ તેનુ કારણ રાજે ૪૦
હોએ અતિ ઉદઘોષ રેણુ રવિ અંબર છાહયા ॥ સમુદ્ધ તણો નહીં પાર જોવા સબ જગત ઉમાહયા ૪૧
નગર મદ્ય અતિ ભીડ રહયું નહીં ભવન માંહાં ॥ એવું સુંદર રૂપ નહીં કોઈ ત્રીભુવન માંહાં ૪૨
રંગરેજ રૂપવંતી જેહનો મન ભાવ રસાલ ॥ અસુર થકા તે સુર થયા જયારે દીઠા નયણ વિસાલ ૪૩
દરશન પ્રતાપે પ્રેમ ઉપજયો બોલે મધુરી વાણી ॥ એ દુલ્હે જેહને ઘેર પરણસે ભાગ્ય કોણ શકે વખાણી ૪૪
જયાંહાં ત્યાંહાં જયજયકાર વચન નહીં સુનીએ કાન ॥ પરસ્પરની વાત કહી સમજાવે સાને ૪૫
રજની મુખ રસ આગમ કામ તણો પ્રવેશ ॥ રવિ અસ્તાગત થયો સમય તે પરમ સુદેશ ૪૬
આગળ ભાંતિ અનેક ઉડે છે આતસબાજી ॥ વૈભવ થયો આધીન દેખી શોભા રહી લાજી ૪૭
ઠામઠામ થાકણા કરી વ્હાલો આગલ ચાલે ॥ મનોરથનો અભિલાખ લગ્નનો સમય સંભાળે ૪૮
ધન્ય ધન્ય માગશીર માસ છઠ શુભ દિન પધાર્યા ॥ આવ્યા જુથ સમાજ મનોરથ અનેક વિચાર્યા ૪૯
તુરંગ થકી ઉતર્યા પ્રભુ તોરણ પધરાવ્યા ॥ દેખતા માત્રે ભાવ જથા વિધી તાપ નસાવ્યા ૫૦
જીઉભાઈ ઉછાહા મોદ ત્રિય અતિસે મનમાંહાં ॥ મંગલ કલસ સમાર્યા સનમુખ આવ્યા તે ત્યાંહાં ૫૧
ભકત રૂપ નિરખે હરખે વ્હાલો વદન પ્રસન્ન ॥ કલસ પરસ મિસ સરસ તેહ આપ્યું દર્શન ૫૨
જીવન પ્રાણ આધાર રચ્યો મંડપ ત્યાંહાં આવ્યા ॥ ભરી ભરી મોતીએ થાલ માનીની મલી વધાવ્યા ૫૩
ન્યોછાવર કરી આરતી વારતી શ્રીમુખ જુએ ॥ જુવતી જુથ સમાજ મદયે ગોકુલપતી સોહે ૫૪
જીઉભાઈ મન મોદ કરે અતિ પ્રેમે કાજ ॥ સકલ મનોરથ પ્રભુએ પુરણ કીધા આજ ૫૫
સુંદર બેઠક ઠોર નિકટ સેજયા મંદિર જયાંહાં ॥ ભકત તણા મનોરથસું પધરાવ્યા ત્યાંહાં ૫૬
સુંદરી સહુ મન હરખ આવી ઉભા તે પાસ ॥ નિરખે રૂપ રસાલ ઉપજે અતિ હુલ્લાસ ૫૭
મરકલડે મુખ જુએ મોહે સુખીજન સાથ ॥ પરસ્પરને ભાવે ઉરસું ચાંપે હાથ ૫૮
પુરણ કામ એહ વ્હાલો થયો નિશ્ચય મન ॥ જોઈ ત્રીય સુંગાર રૂપ પ્રભુ થયા પ્રસન્ન ૫૯

અંગીકૃત જે કીધા તેહના ભાવ રસાલ ।। આરત સ્નેહ પ્રગટ દીસે અંગ અતીસે બાલ ૬૦
ચીતવન મુસકની દાન કરે રસનાયક રીતે ।। સહેજ એહ મોહક છે અતિ મનમથ મન જીતે ૬૧
સુંદર વર મધુર સ્વરે કરે તે વાત રસાલી ।। એ છબી એ શોભા જોઇ ત્રીય નવ શકે સંભાલી ૬૨
લાવ્યા બહુ પકવાન મીઠાઇ મેવા સાર ।। તબકડીએ એકાંત પાયોધારે પ્રાણ આધાર ૬૩
મનમાં કુલ પરસ્પર અંગે અતિસે વાધી ।। આરોગ્યા અતિ સ્વાદ પ્રીત બહુપેરે ત્યાંહાં વાધી ૬૪
બીડા બહુ વીધી સાજ કરી લેઇ આગલ ધરીઆ ।। કરી ગડુએ જલપાન પ્રીતે અંગી કરીયા ૬૫
સમય થયો પોઢવાનો વેગે સેજ બિછાવે ।। સુપેતી બાલ્યસ્ત ધરીઆ ગિડદા સોહાવે ૬૬
ચાદર શ્વેત કોમલ અતિ સોંધે ભરી સુગંધ ।। ચહું ઓર બાંધ્યા કુંદણા ફરકે સેજ બંધ ૬૭
સેજ પધરાવા વિનંતી કરી ભાવ વિચારી ।। પોઢીયા શ્રી ગોકુલપતી વ્હાલો નિત્ય વિહારી ૬૮
વલ્યા સહુ કો ભકત રહયા ત્યાં પ્રીય રસ લોભી ।। લજ્જીત નવ રસ થકી અધિક શોભા ત્યાં શોભી ૬૯
રસીક ચતુરવર કરી પ્રેમસું પોતે હાસ્ય ।। નાથ ભેદ કરીયને સુંદરી લીધા પાસ ૭૦
લીલા જે રસ પ્રગટ ગુઢ કીધી છે જેહ ।। ભાગ્યવાન ભોગવે અનુભવી જાણે તેહ ૭૧
પ્રીયસું રસ અનુભવે કહેવાય કેમ એક વયણ ।। પ્રાતઃ સમયનું રૂપ જાણવા એહવા નયણ ૭૨

ઈતીશ્રી ગુજરાત પ્રસંગનુ માંગલ્ય ૧૧ મું સમાપ્ત

## માંગલ્ય ૧૨ બારમું

રાગ :- ''પરીવા પ્રથમ કુંઅર અતિ વિરહત ગોપી સંગ'' એમ ગવાશે.

અગહન માસ સુદી સપ્તમી આવ્યો ઉછવ દિન ।। ભકત સહુ અતિ ફુલ્યા મનમાં થયા પ્રસન્ન ૧
ભાગ્ય ફલ્યા એક વારે આનંદ અંગ ન માય ।। ગોકુલપતી પાયોધારીયા ને જનમ ઉછવ થાય ૨
કેશર કલસ સમાર્યા માનુની મંગલ ગાય ।। તેલ કુલેલ અરગજા અંગે લગાવી નહાય ૩
શોભા સિંધુ ઉલટીયો ભકત મહા સુખ નિરખે ।।
અંગુછો કરી અંગ કેશરી ધોતી પહેરે ।। ઉપરેણો અતિ સોહે ભર્યો કેશર રંગ ગહરે ૫
સુંદર કેશ રસાલ અંબોડો લટકે વાલે ।। ભકત મહા રસમત રહયા સહુ પ્રેમે નિહાલે ૬
તિલક ભાલ કેશર મદય રેખા શ્યામ બિરાજે ।। કુંડલ જયોતિ જગમગે અંગે અંગ છબી છાજે ૭

સોહે મુકતા માલ મુદ્રીકા અંગુલી દલ માંહાં ॥ પોહોંચી પરમ સુદેશ જટિત નંગ સોહે કરમાંહાં ૮
પીઢે બેઠા નાથ રહયા સહુ ભકત નિહાલી ॥ ચિતવે પ્રાણ આધાર કોટી છબી ગ્રીવા વાલી ૯
કૃત્ય નિત્યના જેહ સહુ વેગે કીધા ॥ નિરખે ભકત તેહ સમય કાજ સહુ કેહેના સીધા ૧૦
વાલો બેઠા ચોક મારકંડે પુજા કીધી ॥ અક્ષાતે મંત્ર ભણી વિપ્રે બહુ આશિષ દીધી ૧૧
ભકત તિલક કુમકુમ કરી ભુષણ અનેક ધરાવે ॥ ભેટ ત્યાંહાં વિધી વિધીની અતિ ફુલે તે લાવે ૧૨
ગાએ મંગલ ગીત પ્રેમશું નિરખે નાથ ॥ આરતે આરતી વારી હરખે સહીઅર સાથ ૧૩
ભોજનને પાથોધાર્યા વ્હાલો વેગા થઈ ॥ સામગ્રી બહુ પેરની વચને નાવે કહીય ૧૪
વિધ વિધના પકવાન જલેબી સુંદર સાર ॥ ઠાડા મુગ ને ભાત કઢી વીંજન નહીં પાર ૧૫
ભોજન કરી વ્હાલે પ્રસાદ આપ્યો સહુ ભકત ॥ લીલા એ સુખરાસ થઈ છે અતિ અવ્યકત ૧૬
બીડા પ્રભુ આરોગે અધર રસ રંગ સોહે ॥ ગાદી તકીએ બેઠા ભકત જોઈ જોઈ સહુ મોહે ૧૭
પહેરામણી બહુ પેરની સહુ ઘેર ઘેરથી લાવે ॥ ભુષણ જટિત અમુલ ફુલસું તે પહેરાવે ૧૮
શ્રીકર લીધી પાગ ફુલસું લટકે બાંધે ॥ છીરકે કેસર રંગ સુગંધ ભરી છે સોંધે ૧૯
સુંદર ચુણ્યો ચોલણો પહેર્યો અંગ સોહે ॥ પટકો કસબી કીનાર મન ઉપરેણે મોહે ૨૦
સોંધા સુગંધ કટોરા ભરી ભામીની લગાવે ॥ પુષ્પ માલ લે બાલ પ્રેમસું કંઠ ધરાવે ૨૧
તિલક કરી કુમકુમનું ઈંડીપીંડી ઓવારે ॥ મુકતા ફલે વધાવીને આરતી ઉતારે ૨૨
સનમુખ રહી મુખ નીરખે ને ઓવારણા લે છે ॥ જૈ જૈ બોલે સર્વ ને વલી આશિષ દે છે ૨૩
સીતકાલનો માસ સમૃધ્ધ એથી સહુ લહીએ ॥ ચોંહોંદિશ ઢોલ વાયે ભીડની પરમીત કહીએ ૨૪
આનંદ સિંધુ ઝકોલે અતિસે ઉછવ થાય ॥ ભકત મહા બડભાગી છબી જોતા ન અધાય ૨૫
પ્રમુદીત વદન પ્રસન્ન વ્હાલોજી સેજ પધાર્યા ॥ માધવદાસને હરખ મન ભાવ અનેક વિચાર્યા ૨૬
પ્રથમ કરી જે ભેટ કૃપા વચને બહુ કીધી ॥ સમાધાન તે કરીયને સધ તે આજ્ઞા દીધી ૨૭
અંતરંગ છે જેહ કરે જેમ નાયક રીઝે ॥ પ્રભુ રસ લોભ્યા તેહનું કારજ અતિ સીઝે ૨૮
અતિસે આણી નેહ પ્રભુએ માની લીધું ॥ સ્વતઃ સુરતી ઈચ્છાએ સુખનુ દાનજ દીધું ૨૯
માધવદાસે તેહ સમયની લીલા ગાઈ ॥ પ્રભુનો એહ સુભાવ સદા સેવક સુખદાઈ ૩૦

સામગ્રી બહુપેરની સિદ્ધ કરી છે રીતે ।। આપાપણે મનોરથે સહુકો લાવે પ્રીતે ૩૧
...એક સામગ્રી જુથ ઘેર ઘેરથી આવે ।। પુષ્પ તણો લેઈ હાર કંઠ પ્રિયને પહેરાવે ૩૨
બીડાં પ્રભુ આરોગી અધર રસ ભર્યો તંબોલ ।। હોએ મહારસ વ્રષ્ટિ નહીં કો એ સમતોલ ૩૩
પ્રથમ લાજ અનુકુલ હાસ્ય રસ અતિસે વાધ્યો ।। વિનય વચન બહુ સુણી મનમથ ત્યાંહાં વાધ્યો ૩૪
અનુસંધાન નહીં એહ પરસ્પર દેહ વિસારી ।। સ્નેહ કૃપા તેહ સમય નિકટ બેહુ અધિકારી ૩૫
લીલા અનેક પ્રકાર નિત્ય નૌતન થાયે ।। ભાગ્યવાન તે અનુભવે વાણીયે કેમ કહેવાય ૩૬
એક સમય ભોજન કરી પ્રભુ બેઠક પધારે ।। સુંદર લટકતી ચાલ ભાવ ભકત મન વિચારે ૩૭
ભાલ તિલક કેશર માલ ઉર સોહે સુઠાણી ।। ધોતી ઉપરેણો છબીસું શોભા લપટાણી ૩૮
સેજયા ત્યાંહાં બીછાવી ભકતે મનોરથ કર્યા ।। બેઠા રસીક મન હરણ ચરણ ચોકી પર ધર્યા ૩૯
અતિ પ્રસન્ન લટકન ગ્રીવાની મુખ વિકસીત કીધું ।। સહેજ અરૂણતા રંગ અધર રસ બીડું લીધું ૪૦
નિરખી શકે નહીં કોએ સ્નેહ વશ આપ સંભાલી ।। સોહે ધીર અધીર થાએ તે રૂપ નિહાલી ૪૧
કરસું અંબોડલો છોડી પ્રભુજી કેશ નિવારે ।। સરસ સુશોભિત અંગુલી દલ મધ્ય ગ્રહી સમારે ૪૨
શેષ કેશ લપટાણા કરમાંહે જે આવે ।। લેઈ પેચ દે નાથ ભકત ગ્રહે વેગે ભાવે ૪૩
મધુર વચન મુસકની કરે રસ કોટી પ્રકાર ।। નારાયણજી ભરૂચના આવ્યા તેણીવાર ૪૪
ભાગ્ય ફલ્યા બહુપેરે પ્રસન્ને આપ્યું નામ ।। અદભુત કૃપા વિચારી કીધા પુરણ કામ ૪૫
પ્રફુલ્લીત મન અંગીકૃત કૃપા સહિત થઈ વલીયા ।। બાહેર ભકતરાજ ભકત હરીવંશજી મલીયા ૪૬
પુછયું સત્વરતાએ તમો સમરપણ કીધું ।। હાજી કરી વિનંતી અમો તો નામજ લીધું ૪૭
ફરી જાઓ પ્રભુ પાસે વેગે સમરપણ કરીએ ।। મારગની જેહ રીત તેહ રીતે અનુસરીએ ૪૮
માની આજ્ઞા વલી આવ્યા પ્રભુને પાસ ।। પુછયું વિકસિત વદને શોભા કોટી પ્રકાસ ૪૯
જાઓ સમરપણ કરો ચાચાજીએ એમ કહયો ।। પરમ કૃપા કરી બોલ્યા તોકું સમરપણ ભયો ૫૦
હિતસું એહ વચન પ્રગટ કરી વ્હાલે ભાખ્યું ।। ભકત રૂપ ઉછાહા સ્વત: મનમાં ધરી રાખ્યું ૫૧
તેહ સકલ સંપન્ન કરી બહુ પેરે વિસ્તાર ।। શ્રી ગોકુલ મધ્યે તે સુરતી રસે કીધો ઉચ્ચાર ૫૨
નારાયણજી મોંપે આયે તબ લરીકા હુતે ।। મોસરહુ કુટી ન હુતી એમ કહયું પ્રભુએ તે ૫૩

પ્રમુદીત વદન પ્રસન્ન થાએ તે અતિસે મનમાંહાં ॥ સર્વાત્મક જે ભકત વિષે તે અંગીકૃત તે માંહાં ૫૪
પુર્ણ જે નિજ હેત તણું હીત હીતસું ભાવ્યું ॥ હારંદ્ર ઈચ્છા કૃપા સહિત જે ફલ પ્રગટાવ્યું ૫૫
લીલા પ્રગટ અતુલ જેહ રસ રૂપ ધર્યુ છે ॥ ભકત જેહને નામ તેહ અનુભવી કર્યુ છે ૫૬
હરીવંસજીની કાન પ્રભુએ માની લીધી ॥ તે જાણી મનમાં કૃપાની વૃષ્ટીજ કીધી ૫૭
અદભુત કારણ એહ વિચારી પોતે કીધું ॥ પોતાના હિત અર્થ એહોને દાનજ દીધું ૫૮
કૃપા રૂપી બીજ પ્રગટ થયું એહોને ઘેર ॥ અંકુર પલ્લવ કુસુમ ફલ્યું છે તે બહુ પેર ૫૯
પ્રભુ રસ વસ લીલા સુખ ઠોર જે ખંભાત ॥ અનુભવ કરે અનુભવ કરવાની એહજ વાત ૬૦
એક દિવસ કૌતુક મિસે મહીસાગરને જોવા ॥ ભકત સહિત પાયોધાર્યા તેહના પાતક ખોવા ૬૧
સ્નાન દાન વિધીસું કીધું પુરણ સહુ એ સત્ય ॥ સંધ્યા વંદન કર્યુ પ્રભુએ ત્યાંહાં નિત્ય કૃત્ય ૬૨
ધામ નિવારણ કાજ છાયા લેઈ ઉભા ભકત ॥ લીલા કહીય ન જાય એકથી એક અવ્યકત ૬૩
મુરારી આચાર્ય પ્રભુજીને ઘેર પધરાવ્યા ॥ અતિ પ્રસન્નતાસું ભાવે મનમાં ભાવ્યા ૬૪
સામગ્રી બહુ કરી ધરી પાકશાલા માંહાં ॥ વિંજન વિવિધ પ્રકાર સહુ કીધા ત્યાંહાં ૬૫
આચાર્યજીની સ્ત્રી ત્યાં પરવારકે આવ્યા ॥ બેસન કહી માંગ્યું વેગા તે ધાણા લાવ્યા ૬૬
જોઈને કહયું એ નહીં તેહ ચણાનો લોટ ॥ પ્રભુજી આગલ થઈ હાંસી હંસી થયા લોટપોટ ૬૭
લાવ્યા ચણાનો લોટ કહયું ઠાકુર શું કરશે ॥ જોઈએ તો વલી લાવું કે શું એણે સરસે ૬૮
પ્રભુજીએ એ વાત કહી છે હાંસીની બહુ ॥ ભાગ્યવાન જે ભકત તેણે અનુભવ્યું સહુ ૬૯
નિતપ્રતિ અનેક પ્રકાર બહુ હાસ્ય વિનોદ ॥ લીલા પરમ રસાલ કરે મન અતિસે મોદ ૭૦
એણીપેર દિન ૨૧ રહયા ખંભાત મંઝાર ॥ અનુભવ સ્વાદ અમિત રસ તેહ તણો નહીં પાર ૭૧
માધવદાસ જીઉપારેખ પતીયો ભાઈ ત્યાંહાં ॥ સેજપાલ ભુપતી ને સહેપાલ દાસ છે ત્યાંહાં ૭૨
કેશવદાસ ક્ષાત્રી રસીક સર્વાત્મક જેહ ॥ પ્રભુની લીલા વીસે વ્યસન અતિસે છે તેહ ૭૩
રામદાસ ચૌધરી ભગવદી રસની રીતે ॥ પ્રભુએ કૃપા સહિત આણી છે અતિ પ્રીતે ૭૪
દેવરાજ હરજીભાઈ પ્રભુસું કરે વિનોદ ॥ પ્રભુ ઘેર પધરાવ્યા કીધો અતિસે મોદ ૭૫
હરજીભાઈ પ્રભુ પાસે આવી હાંસી કીધી ॥ આંક એકનો કરી આગલ બે બીંદી દીધી ૭૬

રાજ પધારો ઘેર આજ વિનતી હું કરૂ છું ॥ મનોરથ છે એહ એટલી ભેટ ધરું છું. ૭૭
પ્રભુએ જોઈ આંક એક ત્યાંહાં બિન્દુ વધાર્યુ ॥ એવડું તો કરવાને ભાગ્ય કયાંથી મારુ ૭૮
કૃપા અધિક આપીને ઘેર પધાર્યા નાથ ॥ અતિ પ્રસન્ન થઈ હરખે ચરણે મુકયું માથ ૭૯
શ્રીમુખે કરી વાત કહી છે તે બહુવાર ॥ જીતનો વાકે ખર્ચ તીતનો કરત વહેવાર ૮૦

ઈતીશ્રી ગુજરાત પ્રસંગનું માંગલ્ય ૧૨ બારમું સમાપ્ત

## માંગલ્ય ૧૩ તેરમું

રાગે- ''મીઠી તારી વાત વ્હાલા મીઠી તારી વાત'' એમ ગવાસે

વિજય કીધો ત્યાંહાં થકી સુખ આપ્યું નિજદાસ ॥ ઉછાહે પ્રભુ મન આણ્યું પુરવા સહુની આશા ૧
વડોદરે પ્રભુ પાયોધાર્યા ભકત ફુલ્યા મન ॥ માગશીર માસ વદી ભલો અમાવસ કેરો દિન ૨
માહાવજીભાઈ રૂદ્રજી છે ભકત પ્રભુના જેહ ॥ ઉછાહે પધરાવીયા વ્હાલો પોતા કેરે ગેહ ૩
મનોરથ બહુ પેરે કીધા ભેટ વિવિધ પ્રકાર ॥ કૃપા અતિસે સદા એહો પર ભાગ્યનો નહીં પાર ૪
ગોનોભાઈ નાગર વાણીયા મન અતિ હુલ્લાસ ॥ ઘેર એહોને પાયોધારીયા પુરણ કીધી આશ ૫
પુરુષોતમદાસ કનોજીયા ઘેર પધાર્યા નાથ ॥ અયોગ્યને યોગ્યતા કીધી કર્યો તેહ સનાથ ૬
પંચોલી એ માલજી પધરાવ્યા પ્રભુ ઘેર ॥ ભાવ પોતાના સમાન કરી તે બહુ પેર ૭
કૃપા પ્રભુએ સ્વત કીધી સુખ આપ્યું નિજદાસ ॥ પ્રસન્નતા આણી ઘણી રાખવા પોતા પાસ ૮
નારાયણ દેશાબાલને ઘેર રચી બેઠક સાર ॥ સહજસું અતિ પ્રિતી વ્હાલે કરી બહુઅ પ્રકાર ૯
એક ભકત સામગ્રી વિભુસીત લાવે કરી ઉમાહ ॥ તે સ્નેહ વિનુ બીજુ ભાવે નહીં નીરગુણ તણો નિર્વાહ ૧૦
નાથભાઈ ત્યાં આવીયા ભરૂચ થકી પ્રભુ પાસ ॥ વિનતી કીધી અતિ મનોરથ પુરીએ અમ તણી આશ ૧૧
રાજા રાજ તણા ને મનોરથ મન માંહાં ॥ તેણે વજીર સામો મોકલ્યો જેમ પધારે પ્રભુ આંહાં ૧૨
પોષ સુદી ત્રયોદશી દિન વિજય કીધો નાથ ॥ મહાવજીભાઈ ભકત સહુ આવ્યા પ્રભુને સાથ ૧૩
રાણપુર કોઠારીએ પધરાવ્યા પ્રભુ તે દીન ॥ નાથભાઈ ભકત સંગ જેહ ઉપર પ્રભુ પ્રસન્ન ૧૪
શ્રીમુખે એહ વચન કહયું હમ પધારીએ નિરધાર ॥ પ્રસન્ન થઈને ચાલ્યા હરખનો નહીં પાર ૧૫
બેલુ ગામે આવ્યા ત્યાંહાં ચંદ્ર કેરૂ ગ્રહણ ॥ વિદ્યયોગતીસું દાન દીધું આપ્યું સહુ બ્રાહ્મણ ૧૬

મહાવજી ભાઈએ વાહેણી ઘોડો સમર્પ્યો ત્યાંહાં ॥ જરકસી વાગો ધરાવ્યો તે વિદા કીધા ત્યાંહાં ૧૭
લિંબોદરેથી વિદા કીધા માવજીભાઈ ધામ ॥ શ્રીમુખતે તંબોલ આપ્યું પુરણ કીધા કામ ૧૮
અચલ ભાટને વછુઓ ગાંધર્વ કીધા બહુ સનમાન ॥ કભાય શ્રી અંગ તણી આપી રીઝયા તેને ગાન ૧૯
નાથભાઈ મન મોદ ઉછાહા અંગ ન માય ॥ બારણે તોરણ કેલ રોપી ધોલ મંગલ થાય ૨૦
સાથીયા પુર્યા શેરીએ ચંદરવા બાંધ્યા બહુ ॥ પ્રભુને પધરાવાને વેગા આવ્યા સહુ ૨૧
રામજી મોહોલા કેશવજીભાઈ સાથે બહુ સમાજ ॥ પંચશબ્દા નગારા વાજીંત્રનો બહુ સાજ ૨૨
વેગે આવી પહોંચ્યા કરી વિનતી બહુ પેર ॥ ઉછાહસું પધરાવ્યા પ્રભુ ટબકું બાઈને ઘેર ૨૩
કૃષ્ણદાસ મોહનદાસ ઉતરાધી તેહનું ગામ ॥ કૃપાએ પ્રભુ ત્યાંહાં પાયોધારીયા પાવન કીધું ધામ ૨૪
ભોજન કરવા સમય ત્યાંહાં નાહવાનો કીધો સાજ ॥ જાુલીચી પર તેલગાદી ત્યાં પધાર્યા રાજ ૨૫
આગળ ઓળી અંગ મરડી પાછલ નાખ્યા કેશ ॥ તે લટકાને ઓંવારણે વાલી વેસ ૨૬
વામ કરમાં કેશ ગ્રહી રાખ્યાં તે હરદયાવાર ॥ દક્ષીણકર કાંકસી ફેરે અલવેસું આધાર ૨૭
કાંકસીએ કેશ વીંટી ગાદી પર ધરે આપ ॥ એમ પ્રીતનું લક્ષણ જણાવે હરે સહુ સંતાપ ૨૮
ખવાસ ઉપર થકી મહેલે તેલ મસ્તક માંહાં ॥ હાથ આડા કર ધરી હું હું કરે છે ત્યાંહાં ૨૯
પછી બેહુ કરે કેશ સમારે દીસે તે અતિસાર ॥ લટકતો અંબોડલો વાલે તે પ્રાણ આધાર ૩૦
તેલ શ્રીકરે લેઈ લગાવે પ્રથમ રસીક તે અંગ ॥ મુખ ઉપર શ્રી હસ્ત ફેરે જોનારા મન રંગ ૩૧
બેહુ કરે તેલ લગાવતા શ્રીઅંગ ડોલે સંગ ॥ આસન રંચ ડીગે નહીં જોઈ થઈ મનસા પંગ ૩૨
અભ્યંગ તેલ લગાવતા શ્રી અંગ ઝલકે સાર ॥ ભોમ માંહે ઝાંઈ પડે કાંઈ તેજનો ભંડાર ૩૩
ચોકીએ બેઠા ભોંએ સમારે દીર્ઘ કેશ ॥ દીર્ઘ લોચન રસ ભર્યા અંગોઅંગ પરમ સુદેશ ૩૪
ભકત ત્યાંહાં સનમુખ રહી અનુભવ્યું રૂપ અનુપ ॥ ઉર માંહાંથી આઠો પ્રહર નિસરે નહીં તે રૂપ ૩૫
નહાઈ ભોજન કરી ત્યાં પોઢીઆ પ્રાણ આધાર ॥ ભકત સહુ ઘેર ઘેર મનોરથ કરે અનેક વિચાર ૩૬
હેમજી નારાયણદાસ જાદવજી આવ્યા શરણ ॥ દેવજી શાહ ગોપાલજીભાઈનો કીધો વરણ ૩૭
બીજને દીન નાથભાઈ મન મનોરથ નહી પાર ॥ ઉછાહે પધરાવ્યા ઘેર જીવન પ્રાણ આધાર ૩૮
અનેક ભાંતે ભેટ પહેરામણી કરી જેહ ॥ પોતાના નીજ ભકત જાણી માની લીધી તેહ ૩૯

હરીભાઈ દામોદરદાસ લરીકા ચરણે નામ્યું નાથ ।। ભાગ્ય એહોના પ્રબલ કીધાં શીષ મુકયો હાથ ૪૦
નાથભાઈ પર સદા પ્રભની કૃપાનો નહીં પાર ।। પોતેથી અનુભવ કરાવ્યો સારનું જે સાર ૪૧
લવજીભાઈને ઘેર પધારતા મારગ માંહાં ।। ગાય કેરૂ જુથ આવ્યું રહયા ઉભા ત્યાંહાં ૪૨
ચોંહોંપાસ વીંટી રહીને ઓલખ્યા પ્રભુ એહ ।। ઉંચ કરણે જાએ સનમુખ જાણી પ્રાચીન નેહ ૪૩
લોક અીત આશ્ચર્ય પામ્યા સહુએ નામ્યું શીષ ।। ગાય સહુ વીંટી રહી છે એહજ પ્રભુ જગદીશ ૪૪
ઉપરેણો ઉંચો કરીને ફેરવ્યો શ્રી હાથ ।। મારગ દેઈ ઉભી રહી પછે પધાર્યા મારો નાથ ૪૫
પછે રામજીભાઈને ઘેર પધારીયા વલ્લભરાજ ।। ધન્ય દિન ધન્ય એ ઘડી શુભ ધન ભાગ્ય મારૂં આજ ૪૬
ત્રિકમભાઈ તે નિપટ લરીકા આણ્યા પ્રભુ પાસ ।। પ્રસન્ન થયાં કારણ વિચાર્યું જાણ્યો નિજદાસ ૪૭
શિષ પર શ્રી હસ્ત મુકી જોયું કરૂણા દ્રષ્ટિ ।। ઉતરોઉતર તેહ પ્રસરી એમ કીધી વૃષ્ટિ ૪૮
જીવ પ્રભુને બહુ શરણ આવ્યા સર્યા તેહના કાજ ।। દિવસ ત્રણ રહી પછે ત્યાંથી પધાર્યા મહારાજ ૪૯
અંકલેશ્વર સુધી રામજી શાહ આવ્યા પ્રભુ સંગ ।। વાત ગોષ્ટી અનેક કીધી પુછયા બહુ પ્રસંગ ૫૦
કસુંબાની મજલ માંહાં ઉતર્યા પ્રાણ આધાર ।। નાથભાઈ ખાંડપાપડી લેઈ ગયા તેણીવાર ૫૧
નાહી પ્રભુ ઉભા હતા જઈ કહયું લ્યોજી આજ ।। એ સામગ્રી અપરસમાં કહો કેસે લઈ જાય ૫૨
વીનતી કીધી એમાંહાં જલ ભાગ નહીં મહારાજ ।। બોહોત નીકી મારગમાં અપરસ આવે કાજ ૫૩
પ્રસન્ન થઈ આરોગ્યા ને ભીતર લીધી એહ ।। એહ વાત કહી બહુવાર પ્રભુએ જાણી એહોનો નેહ ૫૪
પછે સુરતમાં મુન્યને ઘેર પધાર્યા પ્રભુ જયાંહાં ।। ઉછાહસું દર્શન કરવા આવ્યા સહુ ત્યાંહાં ૫૫
માધવદાસ દ્વારકાદાસ બેહુ ભલા ભગવદી એહ ।। રાજસી વૈભવ અતિ ઘણો ને પ્રભુસું છે નેહ ૫૬
ભેટ સામગ્રી વિવિધ પેરે કરી મનની કુલ ।। હાથી એક સમર્પ્યો તે અતિ ઘણો બહુમુલ ૫૭
સવારી હાથી તણી જાણે અંકુશ લે પ્રભુ હાથ ।। ગોપાલદાસ તેહનું નામ પાડયું તે ઉપર બેઠા નાથ ૫૮
નયનસુખ ઘોડા સમર્પ્યો કરી સઘલો સાજ ।। ભકત મન અભિલાષા જાણી આવ્યો પ્રભુને કાજ ૫૯
હરીહર કોકા નાગર બ્રાહ્મણ રંગોજી મહારાષ્ટ્રી ।। એ ભકિત પંથ જાણે નહીં અતિ અસમર્થ ને કનીષ્ઠ ૬૦
દુષ્ટ બુદયે આવર્યો તેણે કર્યો પ્રભુસું વાદ ।। ત્યાંહાં ધર્મ સ્થાપીને વચન બોલ્યા ઉતાર્યો એહનો મદ ૬૧
એક વચને નિરૂતર કીધો તેણીવાર ।। ભકત મન આનંદ ઉપજયો હવો જયજયકાર ૬૨

વહાણ જોવા આપ પધાર્યા જીવન પ્રાણ ॥ તાપી ઉપર દયા કીધી જમુનાજીની કાન ૬૩
વિજય કરી ત્યાંહાં થકી પ્રભુ આવ્યા વ્યારા માંહાં ॥ બાગમાં ઉતર્યા પ્રભુ ભોજન કીધું ત્યાંહાં ૬૪
દેવજી મહેતો શ્રીરાજભાઈ આવ્યા પ્રભુને શર્ણ ॥ માંચો ગાંધી કાશી ત્રિવાડી કર્યો તેહનો વર્ણ ૬૫
મોજા ત્યાંહાંના અતિ સહરાયા પ્રભુએ કંઈ વાર ॥ અતિસે કોમલ રંગ ને મખમલથી તે સાર ૬૬
જે ભોમ પદરજ પરસ કીધો ભાગ્યનો નહીં પાર ॥ તે બીજ લેઈ ત્યાંહાં ભકત પ્રગટયા સેવા વિવિધ પ્રકાર ૬૭

ઈતિશ્રી ગુજરાત પ્રસંગનું માંગલ્ય ૧૩ તેરમું સમાપ્ત

## માંગલ્ય -૧૪- ચૌદમું

રાગ : 'શ્રી વ્રજ રાજકુમાર ઉમંગી રંગ ખેલત હોરી'

સંતદાસ વ્યારા લગી હરખસું સામા આવ્યા ॥ વાસ ત્યાં વડગામ પ્રભુને ત્યાં પધરાવ્યા ૧
સંતદાસ સેવા છોડી તુમ કાહેકું આયો ॥ હું તો આવત હુતો અપનેહી મન ભાયો ૨
ઘેર આરોગો છો નિત્ય તે જોઈને તાપ નસાવ્યો ॥ તે પ્રભુ પ્રગટ પધાર્યા ને હું જોવા આવ્યો ૩
કૃપાસિંધું ગોકુલપતી મનમાં કરૂણા આણી ॥ ભકત તણા મનોરથ કેરી આરત જાણી ૪
સ્નેહ તણે વસ વ્હાલો અતિસે પ્રફુલ્લીત મનમાંહાં ॥ આદર ભકત હેત પાયોધાર્યા છે ત્યાંહાં ૫
બેઠક હરખે સમારી ત્યાંહાં બેઠા મહારાજ ॥ માંગલ્ય સાજ કર્યા સહુ ભકત માંગલ્ય કાજ ૬
મંગલ તિલક કરી અતિ મંગલ મનમાં હોએ ॥ મંગલ સકલ હવા મંગલસહુ મંગલ શ્રીમુખ જોએ ૭
આરતી વારે આરત હરણ પ્રાણવલ્લભને ॥ ધરતા જેહ મનોરથ એહ દર્શન દુર્લભને ૮
આનંદ ઉર ન સમાયે રૂપ વ્હાલાનું નિરખ્યું ॥ આશ્ચર્ય ને અતિ મોદ થયો છે સરખા સરખું ૯
સામગ્રી નૌતન સુંદર વીધ વીધની કીધી તેહ ॥ પ્રભુ આંહાં નીરખી આણી અતિસે નેહ ૧૦
નવરસ પ્રિય રૂચી જાણી પ્રગટ થયાં આવી ॥ કરવા તેહ પ્રકાર જેહ વીધી પ્રીયને ભાવી ૧૧
રૂપ તણુ જે રૂપ તેહના છે પોતે નાથ ॥ ઈચ્છા મોહીત થઈ રમે ભકતને સાથ ૧૨
સકલ કલા પુરણ તે ન્યુન કરી દેખાડે ॥ જેમ રૂચી અધિક ઉપજે ત્રીય રસ રીતે રમાડે ૧૩
શોભા અધિક રસ અધિક નિત્ય પ્રતિ ત્યાંહાં વાધે ॥ નવનીધી સુખનીધી સ્નેહ મુગ્ધ રસ કારજ સાધે ૧૪
પુર વહેત અતિ પ્રેમ રહયું નહીં દિસસ પ્રમાણ ॥ હિતસું વ્હાલો વીવસ થયા ત્યાંહાં શું રહે નિરમાણ ૧૫

ભકત તણા જે ભાવ તે કારણ કો ના પ્રીછે ॥ જેહને રસ વસ રસીકરાય રસ પોતે ઈચ્છે ૧૬
કૃપાદાન અતિ કીધું પ્રભુએ મન વિચારી ॥ જેહના ભાવ અનુપમ પોતાના હીતકારી ૧૭
સેવા સુખ રસદાન માન રસ પ્રગટ કર્યો જેહ ॥ અનીરવચની વિસ્તાર વચને કેમ કહી શકીએ તેહ ૧૮
જધપિ મોહોલેર નિકટ ત્યાંહાં રસ કારજ સીધું ॥ માયા શકિત ત્યાંહાં તેણે આવરણ કીધું ૧૯
જો અહીં રાજા જાણે તો પધરાવા આવે ॥ પુરણ તેહના ભાવ ન થાયે તે પ્રભુને કેમ ભાવે ૨૦
પરમ રસીક રસ જયાંહાં વિલસે ગોકુલેશ ॥ કોણ શકે ત્યાં આવી કેહેનો પ્રવેશ ૨૧
નિપટ નિરંકુશ નિરાવર્ણ રસ કોઈ ન જાણે ॥ લીલા અદભુત કરી ત્યાંહાં તે કોણ વખાણે ૨૨
એણીપેરે વડગામ અખંડીત લીલા કીધી ॥ કરી ભકતને રસદાન પ્રસન્ને આજ્ઞા દીધી ૨૩
ત્યાંહાંથી નંદરબાર પધાર્યા વ્હાલો જયારે ॥ વલતું રાજાને જાણ થયું તેવારે ૨૪
પ્રતિક્ષણુ નવલી રીત રાત્ર દિન લીલા હોએ ॥ તે જાણે અંતરંગ બહીરંગ ન જાણે કોએ ૨૫
એહવી લીલા ગોપનીય ગુણનીધી વલ્લભની ॥ અન્ય ન જાણે કોએ પુષ્ટી મારગ સુર્લભની ૨૬
એહ સ્થલે રહી કીધી લીલા સુખરાસ ॥ સંતદાસની વાત કહી શ્રીમુખે પ્રકાશ ૨૭
દિવસ ત્રીસ ને પાંચ રહી વિજય કીધો નાથ ॥ સ્નેહ પૂર્વક સમાધાન કીધું સહુ સાથ ૨૮
ત્યાંહાંથી કોલદે પધાર્યા જયાંહાં સેવક કેશવદાસ ॥ પરમ દયા કરી પુરી પ્રભુએ એહની આશ ૨૯
ત્યાંહાંથી ધાયતા માંહે રહયા પ્રભુ પાંચજ રાત ॥ ઉત્તમ ગોલ કમોદ કહી એ શ્રીમુખે વાત ૩૦
માધવદાસ સુરદવજ રાજસને અધિકાર ॥ પ્રભુએ કૃપા સહિત કીધો છે અંગીકાર ૩૧
નંદરબારથી સેન સહીત તે સામા આવ્યા ॥ અતિ ઉછાહા ભરી વૈભવસું પ્રભુ પધરાવ્યા ૩૨
સેવા અનેક પ્રકાર કરી મન અતિસે હેજ ॥ પુષ્પ તણી રચના કરી ત્યાંહાં સમારી સેજ ૩૩
ચાદર ફુલે ગુંથી તકીઆ ફુલ ધર્યા ત્યાંહાં ॥ ફુલ તણો નહીં પાર મનોરથે ફુલ મનમાંહાં ૩૪
પ્રભુજી સેજ પધાર્યા શોભાનો નહીં પાર ॥ પુરણ કીધા ભાવ પામી રસ સુખનુ સાર ૩૫
મોહોલેરનો પ્રતાપ શાહ રાજા નામ છે જેહ ॥ નંદરબાર પધાર્યા પ્રભુજી એ સુણીયું એહ ૩૬
અતિ પ્રસન્નતા સાથે મનમાંહાં એહ વિચાર્યું ॥ ધન્ય દેશ છે એહ કહયું ધન્ય ભાગ્ય અમારૂં ૩૭
જસવંતજી રાઠોડ વેગે કરી તેડાવ્યા ॥ કીધા સઘ વિદાય પ્રભુજીને ચરણે તે આવ્યા ૩૮

દંડવત કરી વિનતી તે કીધી બહુપેર ॥ મોહોલેર નાથ પધારો પ્રતાપ શાહને ઘેર ૩૯
રાજા વૈશ્નવ હે એમ પુછયું જસવંતજીને ॥ મનોરથ એ કરે છે બહુ વચને થઇ દીને ૪૦
રાજ-પુત્રને નામ પમાડી સેવક કરશે ॥ પ્રભુ કૃપાએ તેહ તણુ કારજ અતિ સરસે ૪૧
પ્રભુને મન પધાર્યા માંહાં એક કારણ આવ્યું ॥ સેવક કરકે ભેટ ધરે એમ કહી જણાવ્યું ૪૨
નીકે તો હું આવુંજી કછુ ભેટ ધરે નહીં ॥ શરણાગત વત્સલ પ્રભુએ એમ પ્રગટ કરી કહી ૪૩
ત્રણ દિવસ પ્રભુ રહયા માહારે રાજ કને જાવું ॥ રાજ પ્રસન્ન થાઓ તેમ કહી પધરાવા આવુ ૪૪
સંકલ્પ સત્ય રહયા કહયું તે વચનને કાજે ॥ સમયે ન પહોંતો આવી વીજય કીધો મહારાજે ૪૫
ખટગુણ પુરણ અતુલ પ્રતાપે વસ નહીં કેહેને ॥ જેહ છે ભકત પુષ્ટ પંથે વ્હાલો વસ છે તેહને ૪૬
ત્યાંહાંથી સીધપોર પેડે પાયોધાર્યા છે તે મજલનું ગામ ॥ ભોજન કરી અતિ સુખસું કીધો ત્યાંહાં વિશ્રામ ૪૭
વેટાબાદમાં મહાદેવનો સેવક હરીદાસ ॥ સ્વપ્ન માંહાં મહાદેવે તેહને કહયું પ્રગટ પ્રકાશ ૪૮
જેહના ચરણ રેણુની હું પ્રાર્થન કરું છું ॥ અતિ દુર્લભ દર્શન છે નિશદિન ધ્યાન ધરું છું ૪૯
પ્રાતઃ પધારસે અહીં તે શ્રી ગોકુલનાથ ॥ અનુસરજે પ્રભુને ચરણે જેથી થાશે સનાથ ૫૦
જાગ્યો તતક્ષાણુ મનમાંહાં ચકિત થયો છે તેહ ॥ પ્રાતઃકાલે સાંભલ્યું પ્રભુ પધારે છે એહ ૫૧
અતિ પ્રસન્ન થયો મનમાંહાં અંગે કુલ ન માય ॥ રૂદ્રાક્ષ કંઠી નાખી પ્રભુને સામો જાય ૫૨
દુર થકી દીઠા તેણે તે પ્રાણ આધાર ॥ હરખ ભેરથી કીધા દંડવત વારંવાર ૫૩
કર જોડી ઉભો રહયો વિનતી કીધી એહ ॥ મુને સ્વપ્ન હવું છે રાજ કહું છું સુણીએ એહ ૫૪
સ્વપ્નમાં મહાદેવે મુને કહયું એમ કરજે ॥ પધારસે પ્રભુજી આજ તેહને પદ અનુસરસે ૫૫
તેહ સુણી હું આવ્યો દીઠા છે મહારાજ ॥ થયા મનોરથ પુરણ સરીયા મારા કાજ ૫૬
એહ સુણી પ્રભુ મુસકાઇ રીઝયા એને ભાવે ॥ કહયું વાકો એહ સ્વભાવ ભગવદ સબંધ કરવાવે ૫૭
નદી ઉપર ઉત્તમ સ્થલ ત્યાં આવી ડેરો કીધો ॥ નિવેદન કરવાવી પભુએ શરણ તે લીધો ૫૮
મનોરથસું પધરાવ્યા પ્રભુ પોતાને ઘેર ॥ સમાધાન તેહનું પ્રભુએ કીધું બહુપેર ૫૯
કૃપા કરીને નામ એહનું ધર્યું હરીદામ ॥ સેવા શ્રીહસ્તે આપીને પુરી તેહની આશ ૬૦
ધરણ ગામ રાવેર ધન્ય જે મારગ માંહાં ॥ પદરજે પાવન થયા પ્રભુ પાયોધાર્યા જયાંહાં ૬૧

ત્યાંહાંથી વ્હાલે વિજય કીધો સેવક સુખાઈ ।। તાપીપોર ગોવિંદદાસને પહોંચી વધાઈ ૬૨
ઉછાહ મન અતિ આનંદ એહોએ સોંપ્યા કામ ।। એક કરે બહુ ચિત્ર વિચિત્ર સમારે ધામ ૬૩
એક છાત સમીયાના મખમલના જરતારી ।। એક અનુપમ સાર સમારે બેઠક સારી ૬૪
વાગો સિદ્ધ કરી રાખ્યો વસ્ત્ર એકરંગ બહુ લાલ ।। આરતી કેરે કાજ મોતીએ પુરી થાલ ૬૫
એણીપેરે અનેક પ્રકાર રાજસ વૈભવ જેમ ।। જયાંહાં ત્યાંહાં શોભા સોહે વચને તે કહી શકીએ કેમ ૬૬
કરી કરી અનેક પ્રકાર વાટ વ્હાલાની નીરખે ।। ઘેર પધારશે નાથ મોદ મનમાં અતિ હરખે ૬૭
ગોવિંદદાસ સહિત ભકત સહુકો આવ્યા ત્યાંહાં ।। વેગે પ્રભુ પધરાવ્યા રચી બેઠક છે જયાંહાં ૬૮
સવંત સોળ સડતાલો ફાગુણ સુદી દશમી દિન ।। ઘેર પધાર્યા નાથ ભાગ્ય એહોના ધન્ય ધન્ય ૬૯
વિત બુદ્ધ અનુસાર ભાગ્યથી જે થઈ આવી ।। સેવા વીવીધ પ્રકાર કરીને પ્રભુને મન ભાવી ૭૦
દિવસ સંપુર્ણ ગોવિંદદાસને ઘેર પુરે કામ ।। પોઢે નિકટ જયાંહાં દેવજી પારેખનું ધામ ૭૧
ત્યાંહાં ઢાલે પરજંક જયાંહાં એક સુંદર બારી ।। ભાગ્યવાન છે તેહ પ્રભુના રસ ઉપકારી ૭૨
વસંત તણો ગોવિંદદાસ મન મનોરથ બહુ ।। બેઠક સ્વેત સમારી તત્પર કીધું સહુ ૭૩
વીનતી કરી કરી વ્હાલાને વાગો સ્વેત પહેરાવે ।। પ્રભુને મોદ અપાર ખેલ મનમાં અતિ ભાવે ૭૪
ધોતી ધરી અતિ કસકસી કસવટ બલ દીધા જાણી ।। સુંદર પાગ સમારી પેચ અતિ લીધા તાણી ૭૫
સુંદર સ્વેત ચોલણો પહેર્યો અંગ બેસતો ।। પટકો ફેંટો મેલી બાંધ્યો અતિ કસકસતો ૭૬
ઉપરેણો અતિ કટીસું બાંધ્યો એહજ નીતે ।। બહુ નાયક નૌતન રસભર બેઠા રસ રીતે ૭૭
તાલ પખાવજ આવજ ડફ શહેનાઈ બાજે ।। મુખચંગ ઝાલરી ઝાંઝ કીનરી માંહે રાજે ૭૮
ઘેર ઘેરથી કરી શણગાર સહુકો આવ્યા ત્યાંહાં ।। સનમુખ રહ્યા નિહાળી પ્રાણ વલ્લભ છે જયાંહાં ૭૯
મૃગમદ મલય કપુર જવાદ અરગજા અંબર ।। તેલ ફુલેલ ચમેલી બહુ સોંધા સુગંધ ભર ૮૦
કેશર ભરી પીચકારી પ્રિય છીરકે યુવતીજન પર ।। ધાય ધાય ભરે અબીર તેહના આપુ ગ્રહે કર ૮૧
છીરકે કેશર ગુલાલ નયણ ભરવાને ભાવે ।। આપુ અંગ ઓલવે નયણમાં રંચ ન આવે ૮૨
એહવા છલછલ અનેક કરી બહુ કોતુક કીધા ।। મહેલી સહુ લાજ નિશંક સંકે કારજ સીધા ૮૩
તે સમય કહ્યું કે રૂપ વેસ જોબન ઉછાહ ।। પ્રભુના રસનો ચાહ કહ્યું કે ભકત ઉમાહ ૮૪

એણી રીતે ખેલ અનેક કરી નીત્ય નવલી પેર ।। રમે નિપટ લરીકા થઈ ગોવિંદદાસને ઘેર ૮૫
વૈભવ વિવિધ પ્રકાર સમારી ડોલ અનુપ ।। વિનંતી કરી બહુ ત્યાંહાં બેસાડયા ગોકુલ ભુપ ૮૬
ભાગ્યવાન હિંડોલે ઉભય મન મોદ ન માય ।। પ્રમુદીત રૂપ નિહાલે અંગ અંગ પુલકીત થાય ૮૭
ભકત તણા મન ડોલ ચડયા એ નાથજી ।। સાથે લાગ્યા જાએ ફરી આવે સાથેજી ૮૮
પાગ લટકી રહી ભુઅ પર સુંદર નયણ વિસાલ ।। ચપલ ચંચલ ચિતવની મુસકની વચન રસાલ ૮૯
સોંધા તેલ અબીલ ગુલાલ ભર્યા જે સોહે ।। ધર્મી અનુભવ સહિત જગત સહુના મન મોંહે ૯૦
વિસદ કરે કેમ બુધ્ધ વચન કેરૂ નહીં કાજ ।। કાલું ઘેલું કહયું સમય સુચનને કાજ ૯૧
ગોવિંદદાસ મનોરથની એક વિનતી કીધી ।। વચન એહોનું સુણી પ્રભુએ માની લીધી ૯૨
. . . . . . . . . . . . . . . . . . . . . . . . એહોને ઘેર પધાર્યા જે જે કહયું તે કીધું ૯૩
બેઠક લાલ સમારી ગાદી તકીયા લાલ ।। છાત લાલ ચોંહોફેર કરી પીછવાડી લાલ ૯૪
ધોતી લાલ ધરાવી ઉપરેણો એક લાલ રંગ ।। પાગ લાલ પર તુર્રો જડયો માણીક બહુ નંગ ૯૫
ચોલણો લાલ ધરાવી ઉપર પટકો લાલ ।। ફેંટો લાલ લાલ હમેલ કંઠ માંહાં હાર ગુલાબ ૯૬
તિલક લાલ સોહે સુંદર નગ ભાલ ।। નયણ લાલ રસ ભર્યા કપોલે આભા લાલ ૯૭
અધર અધિક રસ લાલ ભેર રસના જે લોભી ।। શ્રીમુખમાં તંબોલ દંત રસના અતિ શોભી ૯૮
વેસ લાલ રૂચી લાલ લાલ અતિ ભર્યા અધિક રસ ।। લાલ ભકતના ભાવ જેહને આપ થયા વસ ૯૯
મેઘાડંબર છત્ર ધર્યુ ત્યાંહાં અતિસે કોડ ।। ચમલ ઢાલે બેહુ પાસ ભકત ઉભા કર જોડ ૧૦૦
ધુપ સુગંધ આરતી ન્યોછાવરી બીડા બહુઅ ।। ધર્યા વિવિધ બહુ સાજ રાજ ઉપચાર કર્યા સહુઅ ૧૦૧
વિવિધ ભાતિ મનોરથ બહુ પેરના કીધા ।। એહો પર પ્રભુ પ્રસન્ન કૃપા કરી માની લીધા ૧૦૨
અષ્ટસીધી નવનીધી ત્યાંહાં ઉભી કર જોડ ।। જીવ શકય નહીં રંચ પ્રભુ પુરે છે કોડ ૧૦૩
ભીમજીભાઈ એક ભકત ત્યાંહાં પધાર્યા રાજ ।। મારગ પાટ પાથર્યા કર્યો ઘેર ઉતમ સાજ ૧૦૪
અતિ ઉછાહ અતિ મોદ સહુ મન ઈચ્છીત કીધું ।। કરૂણા બહુપેરે કરી એકાંત અતિ સુખ દીધું ૧૦૫
કૃષ્ણભટ ઉજજેન થકી ત્યાંહાં સામા આવ્યા ।। નિહાલચંદભાઈ સાથે પ્રભુને રૂડા ભાવ્યા ૧૦૬

ઈતિશ્રી ગુજરાત પ્રસંગનું માંગલ્ય ૧૪ ચૌદમું સમાપ્ત

## માંગલ્ય -૧૫- પંદરમું

રાગ : 'મે તો પેરે પેરે જોયો રે મહારા વ્રજના વ્હાલા'

તાપીપુરથી ભામગઢે જહાં રાણો પરસ ।। ત્યાં પ્રભુ પધાર્યા મન તેહોનું અતિ સરસ ૧
પાંચ દિવસ પ્રભુ ત્યાં રહયા કૃતાર્થ કીધો તેહ ।। નર્મદા સુધી આવ્યો વલાવા પ્રભુને એહ ૨
ત્યાં આવી ડેરો કીધો નાલછાને તલાવ ।। સહુકો નામે શિષ જધપિ દુષ્ટ છે ભાવ ૩
શ્રીમુખે ત્યાંહાંની વાત કહી છે કરી વિવેક ।। ગડુએકું પાયોધારે ત્યાંહાં ઠાડો લરીકા એક ૪
મેસું કહયો કોતરમોં ચોર બોહોત ઉત રહે ।। ડેરે આય કહયો મેં લરીકા એસે કહત હે ૫
કૃષ્ણભટ હરીપત ઉહાં લે ગએ પ્રસાદ ।। મુખીઆ બેઠો હતો તાકો કહયો આશીર્વાદ ૬
સુનીકે ઠાડો ભયો દંડવત ઉન કીધો તબ ।। પહેલે એ ન જાન્યુ ચરણ દેખન આવું અબ ૭
આયો મેરે પાસ બહુત વિનતી ઉન કીધી ।। ચોકી હમહી કરેંગે સામગ્રી કીન પઠાય દીની ૮
રસોઈ ભઈ મહા પ્રસાદ સબ કોઉ લીનો ।। વાહી તલાવ ઉપર હમ સંધ્યા વંદન કીનો ૯
પછે પ્રભુજી આવી ઉતર્યા ગામજ માંહાં ।। લોક સહુ આશ્ચર્ય થયા જે હુતા ત્યાંહાં ૧૦
અતિ પ્રતાપ પ્રભુનો દેખી તે થાએ દીન ।। દુષ્ટ ભાવ બલ જે હતા તે થયાં આધીન ૧૧
અષ્ટમી કેરે દિન આવ્યા દીમાલપુર ।। પરમાનંદ ભટને ઘેર રામનવમી તેણે ઠોર ૧૨
વસ્ત્ર પહેરકે ચલીવેકું સબ તત્પર કર્યો ।। પરમાનંદકી સ્ત્રીને આય મેરો પટકા પકર્યો ૧૩
શ્રીમુખે કહયું વા સમય જે ઉતર ન દીયો ગયો મોતે ।। સ્નેહ તણે આધીન થઈ રહયા ત્યાં પોતે ૧૪
આગ્રહ જોઈ ઘણું પારણું કર્યુ જયાંહાં નાથ ।। બડભાગી જે ભકત કૃષ્ણભટ છે સાથ ૧૫
પછે પ્રભુ પધાર્યા ચોર નારાયણ જયાંહાં ।। મોહોવાસી અતિ દુષ્ટ મલીને આવ્યા ત્યાંહાં ૧૬
બ્રાહ્મણ એક સાથ માંહાં તે રહયો પાછલ વાટે ।। ઘોડા રાખી રહયા પ્રભુ તે બ્રાહ્મણ માટે ૧૭
દુષ્ટ બુદધે જોવા આવ્યા દીઠા ગોકુલપાલ ।। આપ આપથી નાઠા તેહને રહી ન સંભાલ ૧૮
કાહુ પાગ ઉપરેણા કાહુ પાડયો હથીયાર ।। પાછુ ફરી નહીં જુએ પામ્યા એહવા હાર ૧૯
કર્તુમકર્તુ અનંત રૂપ એહવું દેખાડયું ।। જોતા માત્ર દુષ્ટ સહુ કોઈ ત્રાસ પમાડયું ૨૦
ગોપીનાથ દાસે કહયું હમારે નહીં એહ કાર્ય ।। ભય ઘણો મારગમાં રાજ બાંધો હથીયાર ૨૧

વિકસીત વદને કહયું હમારે નહીં એહ કાર્ય ॥ વિશ્વક સેન ઠાકોર હે શો કહયો આચાર્ય ૨૨
પછે ઉજેનમાં પાયોધારે ભટજીનો અતિ સ્નેહ ॥ કથા પ્રસંગ કરે બહુ પુરૂષોતમ રસ એહ ૨૩
ત્યાંહાં રહયા જે દિન મન અતિ કાન વિચારી ॥ આપ્યું સુખ અતિ ત્યાંહાં જે સેવક સુખકારી ૨૪
સુનેરે તલાવ રસોઈ કરે વૈશ્નવ જયાંહાં ॥ નયનસુખ અસવાર પ્રભુ પધારે ત્યાંહાં ૨૫
માલા કંઠમો દેખી કહયો તુમ આયે કહાંતે ॥ તબ ઉન ઉતર દીનો આયે ગોકુલ માંતે ૨૬
તબ હમ ઉનકું પુછયો સમાચાર કછુ જાનો ॥ ગીરધરજી પુર્વ છે ગુજરાતે રાણો ૨૭
એકાદશીકો દીન તુમ પ્રસાદ કયોં લીનો ॥ મારગમાં જાણ્યું નહીં એસો ઉતર દીનો ૨૮
વિન સમુજે વે કરત હતે સામગ્રી સખડી ॥ પુછયો તબ ઉન કહયો એ છોકરાની સુખડી ૨૯
જોઈ પ્રભુ મુસકાયા એ ગુજરાતીની રીતી ॥ અંગીકાર બલે સઘલી પેરે આણી પ્રીતી ૩૦
ભકિત માર્ગીને શીક્ષા અર્થ કહી છે આ વાત ॥ પ્રભુને એકાદશી વિષે એહવો પક્ષાપાત ૩૧
કરવું એહજ વ્રત વલ્લભી વૈશ્નવ જેહ ॥ સ્વકીયને અર્થ કીધો છે નિર્ણય સ્નેહ ૩૨
પાછલથી સામગ્રી તેહવે આવી સહુ ॥ નામ પ્રભુનું પુછયું દંડવત કીધા બહુ ૩૩
ત્યાંથી સુનેરે થઈ સારંગપોર માંહાં આવ્યા ॥ વિષ્ણુદાસ ત્યાંહાં ભકત પ્રભુ ઘેર પધરાવ્યા ૩૪
મંગલાજ જે ગામ વ્રજ એ ભકત રહે ત્યાંહાં ॥ કૃપા કરીને પુર્યા મનોરથ જે મનમાંહાં ૩૫
વડની સરાહે આવી ઉતર્યા છે મહારાજ ॥ હસ્તી ઘોડા સાથ વાહેણી બહુ સમાજ ૩૬
જે કાંઈ વૈભવ ઘણો એક જાસુસ આવ્યો ત્યાંહાં ॥ ઠોર જોઈને ચાલ્યો ગયો મોહોવાસી માંહાં ૩૭
કેણે આવી કહયું પ્રભુને તેણીવાર ॥ મોહોવાસી છે નિકટ રાજ થાઓ અસવાર ૩૮
ત્યાંહાંથી તેણી વેલા વિજય કર્યો મહારાજ ॥ આંતરીએ પધાર્યા સાથે સર્વ સમાજ ૩૯
પ્રથમ ઉતર્યા જયાંહાં મોહાવાસી ત્યાંહાંજ આવ્યો ॥ જાસુસ આગલ થઈ સર્વને તેડી લાવ્યો ૪૦
કાંઈ ન દીઠું ત્યાંહાં જાસુસને પુછયું કાયાંહાં છે ॥ પછે આયે લુહાર સાથ માંહાંનો તો આ છે ૪૧
ત્યારે તેને પુછયું કયાંહાં સોદાગર સાથ ॥ પુછો છો તમો કોને એ તેતો શ્રી ગોકુલનાથ ૪૨
નામ સાંભલી નિપટ ખેદ પામ્યો છે જેહ ॥ માણસને અતિ ખીજયો અનિષ્ટ કીધું હતું એહ ૪૩
એહ ચરિત્ર અનિષ્ટ નિવારણ પ્રભુના બહુ ॥ એ સાંભલી મન આનંદ અનેક સુખ પામ્યા સહુ ૪૪

એ વાત રસાવેસે પ્રભુએ કહી છે બહુવાર ।। ભાગ્યવાન છે તેહ જે તે સમય સાંભલનાર ૪૫
આંતરીના તંબોલી મલીયને સામા આવ્યા ।। સુંદર પાન સમારી ભેટ પ્રભુને આગલ લાવ્યા ૪૬
ગ્વાલીયરથી કોસ ત્રણ એક સ્થલ છે સાર ।। ત્યાં જઈ ડેરો કરી ઉતર્યા પ્રાણ આધાર ૪૭
રાયસંગ કછુઓ ગઢ ઉપર રાજા તેહ ।। પ્રભુ પધાર્યા કાજ એહોનો છે અતિ સ્નેહ ૪૮
કેણે કહયું ગોકુલપતી ડેરે આગલ જાય ।। તે સાંભલી ખેદ પામ્યો ને મનમાંહાં વ્યાકુલ થાય ૪૯
પધરાવાને ચાલ્યો મન ભાવ અનુપ ।। આતુર થઈને આવ્યો જોયા ગોકુલભુપ ૫૦
ચરણે તે નામી શીષ કરી વિનંતી બહુપેર ।। કૃપા કરી પાયોધારો માહારે ઘેર ૫૧
માહારી બંધ કરી ચાલ્યા મુહને એમ કીધું ।। રાજ જયાંહાં પધાર્યા તેહનું કારજ સીધું ૫૨
દીન વચન સહુ સુણી એહના ભાવ વિચાર્યા ।। કૃપા કરી ગઢ ઉપર પોતે ત્યાંહાં પધાર્યા ૫૩
વીધી વીધી અનેક માન મંદીર દેખાડયું ।। સ્ત્રીજન સહુ સમાજ તેને નામ પમાડયું ૫૪
મનોરથસું પ્રભુજીને પાસે બેઠા આવી ।। સ્ત્રીજનના નામ કહયા પ્રભુને સમુજાવી ૫૫
પોતાના પરંજક ત્યાંહાં બેસાડયા નાથ ।। વિનંતી બહુ પ્રકારે કરી કહયું જોડી હાથ ૫૬
ભુષણ વસ્ત્ર અનેક ભેટ બહુ વિધીની કીધી ।। પ્રભુ અતિ થયા પ્રસન્ન કૃપા કરી માની લીધી ૫૭
રાજ પધારો એહ વચન હું કહીપેરે ભાખું ।। તમો આંહાં કાંઈ લ્યો નહીં તો હું કેમ કરી રાખું ૫૮
વિજય કરી પ્રભુ ત્યાંહાંથી આવ્યા ડેરા માંહાં ।। એકાદશી કરીને પારણુ કીધું ત્યાંહાં ૫૯
ભકત સહુ આવીને વીનતી કીધી ।। શ્રી ગોકુલ જઈ વધાઈ નીકે આજ્ઞા દીધી ૬૦
પત્ર લખ્યું શ્રીહસ્તે મનમાંહાં કુલ અપાર ।। આતુર ભકતને હેત વેગ પઠયો તેહીવાર ૬૧
સેવક તે તેડાવીને તેહને સોપ્યું હાથ ।। જઈ કહેજે ત્યાંહાં તું વેગે પધારે નાથ ૬૨
વલતા ચરણે શીષ નમાવી ચાલ્યો તેહ ।। અંતરંગ છે તેહને જણાવ્યું એહ ૬૩
વિપ્રયોગ વ્હાલાનો જેને ક્ષણુ નહીં ચેન ।। સહેજ મોદ અતિ પ્રગટ વામ અંગ ફરકે નયન ૬૪
પરસ્પર કરે વાત આજ મહારા ભુજ ફરકે ।। કુલ અંગ ન સમાયે કંચુકીના બંધ તરકે ૬૫
મંદીર મંગલ સહુ વિહંગમ બોલે આવી ।। દશોદીશા ઉદ્યોત જયોતિ અતિ હોએ સુભાવી ૬૬
સુકન હોએ વિધી વીધીના મલી સહુ વિચારે ।। એક કહે એમ હોએ શકે તો નાથ પધારે ૬૭

એહ વચન સુણી વિવસ થયા પુલકીત સહુ અંગ ।। હરખસું જલ નયણ ભર્યા મનમાંહાં રંગ ૬૮
એહ વચન શીષ ધરી સખીને ચરણે લાગે ।। મીસરીએ મુખ ભરી પ્રભુસું એહજ માગે ૬૯
એહવા તર્ક વિચાર કરે સખીજન સુખદાઈ ।। એહવામાં સાંભલ્યું મંદીરે આવી વધાઈ ૭૦
વિકસ્યા મન આનંદ પરસ્પર ભીડે બાથ ।। આશ્ચર્ય ને મોદ અતિ ત્યાં સહુ આવ્યો સાથ ૭૧
વહુજીને અતિ ફુલ મોદ મનમાંહાં ન સમાય ।। તેહનું રૂપ અનુપ વચને કરી કેમ કહેવાય ૭૨
શોભાજી કમલાજી લારીકા શ્રી ગોપાલ ।। સજન કુટુંબ સહુ હરખીયા રાયજી છે અતિ બાલ ૭૩
વજડાવ્યા વાજીંત્ર નગારાની અતિ ઠોર ।। ઘોષ ઘોષ નિર્ઘોષ એહ સુણી ચહુંઓર ૭૪
આપે ભુષણ વસ્ત્ર વધાઈ વિવિધ પ્રકાર ।। નામ કયાંહાં લગી કહીએ તેહ તણો નહીં પાર ૭૫
ઘેરે ઘેર હોએ વધાઈ વધાઈ વધાઈ બોલે ।। જયાંહાં ત્યાંહાં હોએ વધાઈ નહીં કો એ સુખ તોલે ૭૬
ભકત મનોરથ કોટી કરે મનમાંહાં જે કાજ ।। બહુ વીધી ભવન સમાર્યા કીધા મંગલ સાજ ૭૭
પુર્યા ચોક સાથીઆ તોરણ બાંધ્યા બાર ।। રોપ્યા કદલી ખંભ બારણે મંડપ સાર ૭૮
ધ્વજા પતાકા ભવન ભવન બાંધ્યા બહુઅ ।। મંગલ કલશ સમારી ઘેર ઘેર રાખ્યા સહુ ૭૯
એક અતિ પ્રમુદિત બહુપેરે કરે શ્રીંગાર ।। વિવિધ ભાંતી ભુષણ પહેરે સહુ વ્રજનાર ૮૦
ભીતર ભોગ સામગ્રી બહુ વીધી કીધી તેહ ।। વહુજી મન ઉછાહા મહોછવ જાણી એહ ૮૧
શ્રીનાથજી અતિ ફુલ્યા જોવા મન અભિરામ ।। ઉર અંતર ન સમાયે જેહ છે પુરણ કામ ૮૨
શ્રીગોકુલ ફુલ ન માએ જે છે રમણ અનુપ ।। તે અતિ હરખે હરખીત આવે માહારે ભુપ ૮૩
જમુનાજી પ્રફુલ્લીત થઈ વહે અતિ લહેરી તરંગ ।। જેહના ભાવ ગુઢ અતિ પ્રભુસું અભિનવ રંગ ૮૪
સારસ હંસ ચકોર મોર અતિ કુંજે ફુલ ।। સુંદર સહુ સુશોભીત તેહને અતિસે ફુલ ૮૫
ગુલ્મ લતા દ્રુમ વેલી નવ પલ્લવ થયા તેહ ।। કુસુમ ફુલ્યા બહુપેર અતિ પુલકીત રસ એહ ૮૬
વનથી હીસાર બકરી ત્યાં આવ્યા ગોવિંદ ।। ઉચ પુછને કરણ ધરી મન પરમાનંદ ૮૭
ઠામઠામ મહામોદ ને મંગલ જેજેકાર ।। બાલક વૃધ્ધ તરૂણ જોવા સહુ નર ને નાર ૮૮
ઉત્સવ તણો મનોરથ મનમાંહાં કર્યો અભિલાખ ।। ભાવ એહો તણા કો લહે મનનું મન છે સાખ ૮૯
પહેરામણી બહુ વીધીની ભુષણ વસ્ત્ર અમોલ ।। ગાદી તકીઆ નૌતન સુંદર નવ પટુકલ ૯૦

આપાપણે મનોરથે સહુ કો સામા જાય ।। રથ તુરંગ સજજ કીધા મનમાંહાં મોદ ન માય ૯૧
ચાલ્યા અતિ આતુર થઈ જોવા પ્રાણ આધાર ।। કો કેને પડખે નહીં ક્ષણું ન લાગે વાર ૯૨
ભાગવતદાસે બદુષલમાં પધરાવ્યા નાથ ।। અતિ ઉછાહે ત્યાંહાં જઈ પહોંચ્યો છે સાથ ૯૩
જોઈ શ્રીમુખ ભાવ્યા અતિ સુખ સાગર જેહ ।। પુછયું કરી કૃપા વચનામૃતે સીંચ્યા તેહ ૯૪
ચરણે નામ્યું શીષ દુઃખડા લેઈ ઓવાર્યા ।। ગોરખા કેરે ઘાટ પ્રભુ વીરપોર પધાર્યા ૯૫
ત્યાંહાંથી આગ્રા રાય રામદાસનો બાગ ।। પ્રથમ સિદધ કરી રાખ્યો તે સ્થલનું અતિ ભાગ ૯૬
ભકત સહુ ત્યાહાં આવ્યા મલ્યો બહુઅ સમાજ ।। મનમાંહાં મનોરથ ભાગ્ય ફલ્યા છે આજ ૯૭
સીધા બહુ સામગ્રી કરી કરી લાવે ત્યાંહાં ।। મેવા અનેક પ્રકારના શાક પાકશાલ માંહાં ૯૮
ભોજન કરી પ્રભુજી બેઠા થઈ પ્રસન્ન ।। જોષી વગે તેડાવીયો મધુરે કહયાં વચન ૯૯
પતડું લેઈ ત્યાંહાં આવી ઉભો પ્રભુને પાસ ।। વિકસીત વદને પુછયું પામ્યો સુખની રાસ ૧૦૦
વિનંતી કરી બહુ....................છે મહારાજ ।। સદ્ય વિજય કરીએ પ્રભુ કરવા મંગલ કાજ ૧૦૧
પ્રાતઃ ત્રણ ઘટિકા માંહાં પુર પ્રવેશ તેવાર ।। પંચાંગ લગ્ન તારા બલ જોગ સર્વ છે સાર ૧૦૨
એહ વચન સુણી ગોકુલ પતી તેહનો કર્યો સત્કાર ।। સાથ સર્વ સિદધ હોઉ ચલનો હે એહીવાર ૧૦૩

ઈતીશ્રી ગુજરાત પ્રસંગનું માંગલ્ય ૧૫ પંદરમું સમાપ્ત

## માંગલ્ય ૧૬ મું

વૈશાખ સુદીને પ્રતિપદા મુહુરત ઉતમ લીધુંજી ।। રાતો રાતમાં થકી પ્રયાણ શ્રીગોકુલ કીધુંજી ૧
હાથી અતિ શણગાર્યો ગોપાલ પ્રસાદ છે નામજી ।। ગાદી મખમલ ચોરાસી ને ઘંટા ચમર સુઠામજી ૨
ઘોડા કોતલ સોહીએ સહુ આગલ કીધા તેહજી ।। રથ સારથીએ સિદધ કરીને પાછલ રાખ્યા એહજી ૩
દીવી પ્રગટી અતિ ઘણી જેહની જે જયોત અપારજી ।। વાગો પહેરી સિદધ થયા પ્રભુ નયનસુખે અસવારજી ૪
ભકત સહુ સાથે થયા ને કરતા જયજયકારજી ।। શોભા ત્યાં શ્રીમુખ તણી તે નિરખે વારંવારજી ૫
બંદીજન બહુ જસ ભણે જે કર્યા ખંડ પાખંડજી ।। મારગ દ્રઢ કરી ભકતીનો વાદીને દીધા દંડજી ૬
વિજય કરી ત્રીલોકનો કરી ભકત વિસ્તારજી ।। સ્નેહ દાન કરે તેહને જે સારામાં છે સારજી ૭
અનુપમ ઈસદ મુસકની નિરોધ કરી સહુ સાથજી ।। તેહના મન પોતે હરીને પધાર્યા છે નાથજી ૮

અતિ પ્રસન્ન પ્રફુલ્લીત થઈ મનમાં મોદ ન માયજી ॥ ભકત સહુ મનોરથ લહે એ રસીક શીરોમણી રાયજી ૯
શ્રી યમુના પુલિન સોહામણું રવિ ઉદય પધાર્યા નાથજી ॥ શોભા કોટી પ્રગટી ત્યાં તે જુએ છે સહુ સાથજી ૧૦
સ્વર દુદંભી વાજે ઘણા ને અલૌકીક ધામે ધામજી ॥ પંચશબ્દા સોહામણા ત્યાં ગાજે છે ગોકુલ ગામજી ૧૧
શેરીએ સોહીએ સાથીઆ ઉખેવ્યા અગરના ધુપજી ॥ કદલી ખંભ સોહામણા ત્યાં તોરણ મંગલ રૂપજી ૧૨
શીતલ સુગંધસું ત્યાંહાં વહે તે ત્રીવીધ સમીરજી ॥ મંગલ ગાએ સહુ મલી શ્રી યમુનાજીને તીરજી ૧૩
નાવ સાથે સમૃધ્ધ કરી બેઠા શ્રી ગોકુલ ભુપજી ॥ યમુનાજી હરખ્યા ઘણુ ધન્ય ભાગ્ય સોહાગ અનુપજી ૧૪
પુલીન સહુ છાહી રહયું એ લીલા પ્રગટ પ્રકારજી ॥ સહુ કો જે જે જે કરે ને જયાંહાં ત્યાં જયજયકારજી ૧૫
થઈ ઉદ્યોત દશોદીશા સહુ ને કોટીક ભાનુ પ્રકાસજી ॥ લીલા ઉપીયોગી જેકો છે તેહની તે પુરી આસજી ૧૬
વિપ્ર વેદ ધુની કરે ને અક્ષત દુર્વા હાથજી ॥ અભિષેક કરી બહુ મંત્રસું ને મુકે શ્રી પ્રભુને માથજી ૧૭
દે હણી લાવી વ્રજવાસીણી આગલ રાખી તેહજી ॥ શુકન વદી ત્યાંહાં તેહને માગે તેહ આપ્યું જેહજી ૧૮
વેગ ત્યાહાં સહુ આવીયા ને મલ્યો સર્વ પરિવારજી ॥ સમાધાન તેહોના કીધા જે યથા યોગ્ય અનુસારજી ૧૯
ત્યાંહાંથી પ્રભુ પધારીયા તે લકતી ચાલ રસાલજી ॥ બેહુ પાસા જુથ તે ભકતના મધ્ય રાજે નયન વિશાલજી ૨૦
ચિતવન રસ સુચન કરે ને મુસકની અતિ સુખ દાનજી ॥ કૃપા વૃષ્ટિ કરે પ્રેમસું એ સહેજ પ્રભુની બાનજી ૨૧
મંદીર પધાર્યા પ્રેમસું શ્રીનાથજી થયા પ્રસન્નજી ॥ મન વાંછિત થયા સહુને કહયાં તે બહુ વચનજી ૨૨
ત્યાહાં ઉત્સવ થાએ અભિનવો ને વાજે તાલ મૃદંગજી ॥ નૃત્ય કરે નાના વિધીસું સંગીત તણા જે અંગજી ૨૩
વિપ્ર તે આવ્યા અતિ ઘણા ને બંદી માગદ સુતજી ॥ વસ્ત્ર ભુષણ ન્યોછાવરી ને દાન કર્યા અદભુતજી ૨૪
ભીતર વહુ બેટી સહુ કરે તે અતિ ઉત્સાહજી ॥ વહુજી ઉભા ઓટેથી તે નિરખે છે નાહજી ૨૫
અંગ અંગ મોદ ભર્યાને ચિતવની મુસકની રીઝયાજી ॥ પરસ્પર અતિ હરખાસું ને કાજ ઉભયતા સીધાજી ૨૬
રાઈ લુણ ઓવારણે કરી આરતી વારે તેહજી ॥ સહુકો મલી મલીને કુશલ વારતા જેહજી ૨૭
અતિ પ્રસન્ન મન મોદસું બોલે મધુરા વયણજી ॥ સુખ અનુભવ સુરતે કરીને રસ ભરી આવ્યા નયણની ૨૮
બેઠક માંહાં પાયોધાર્યા ને ભકત જુએ છે રૂપજી ॥ અંતર ભાવ હિત તેહસું કરે ચિતવની અતિ અનુપજી ૨૯
આનંદે ઉભા સહુ મલ્યા ભકત તણાં જે વૃંદજી ॥ તેલ લગાવી નહાવાને બેઠા શ્રી ગોકુલ ચંદજી ૩૦
કસ્તુરી કેશર ઘણાં ને સોંધા બહુ પ્રકારજી ॥ ભકત તણે મનોરથે ત્યાંહાં નાહયા પ્રાણ આધારજી ૩૧

અંગુછો અંગે કરી બેહુ કરસું ભીડી કેશજી ॥ મસ્તકે બાંધે પેચસું સોહે અનુપમ વેસજી ૩૨

ધોતી લટકેસું ધરી ઉપરેણો ઝલકે અંગજી ॥ તિલક કર્યુ કેશર તણુ તે જોનારા મન રંગજી ૩૩

તે ભાગ્ય વિચારે તેહ તણા જેણે અનુભવ કીધો એહજી ॥ ધન્ય ભાગ્ય ગુજરાતના વ્હાલો લોભ્યા તેહને નેહજી ૩૪

ઉર સોહે તુલસી ગુંજાની માલા મુકતા હેમજી ॥ શંખ ચક્ર મુદ્રા ધર્યા ને કરે છે નિત્યના નેમજી ૩૫

ભીતર વેગે પધાર્યા તે ચંચલ સોહે ચાલજી ॥ સાહમાં જઈ ઉભા રહયાં તેહના છે ભાવ રસાલજી ૩૬

અષ્ટ મહાસીધી બારણે આવી ઉભી કર જોડીજી ॥ નવે નિધ ભંડારના સહુ કાજ કરે બહુ કોડજી ૩૭

ભકત સહુ ઘેરથી પહેરામણી ભુષણ સારજી ॥ લાવ્યા બહુ મન ભાવતા ત્યાં ભીડ તણો નહીં પારજી ૩૮

આતુર શ્રીમુખ નીરખવાને ધરે નહીં ધીર લગારજી ॥ ભોજન કરી પાથોધાર્યા વ્હાલોજી તેણી વારજી ૩૯

ભાવ તેહના મન ધર્યા જે પુષ્ટ પુષ્ટ મહા પુષ્ટજી ॥ કૃપા દ્રષ્ટિ ચહુંદિશ કરે હરખ્યા જોઈ સૃષ્ટિજી ૪૦

ગાદી મુઢે બેઠા વ્હાલો ત્યાંહાં સેવક તત્પર શકતજી ॥ કૃપા પ્રિય પ્રભુને ઘણી ને ઇચ્છા અતિ અવ્યકતજી ૪૧

ભકતી જ્ઞાન પ્રભુતા સહુ ને આનંદ ઉભા જયાંહાંજી ॥ માયા આસુર વિમોહની તે નિકટ રહી છે ત્યાંહાંજી ૪૨

અલૌકીક સામગ્રી આણી તે સર્વ કરણ સામર્થજી ॥ લીલા અદભુત પ્રગટ કરી છે ભકત તણે જે અર્થજી ૪૩

જશોદાબાઈ વાત્સલ્યે પહેરામણી પ્રભુને કીધીજી ॥ ................................ ૪૪

એક કરે અંબોડો છોડીને કેશ પેચમાં લીધાજી ॥ ગ્રીવાની લટકની સાથે લેઈ પેચ તે ફીરતા દીધાજી ૪૫

બહુ કટાવનો ચોલણો રાજે અતિ પહેર્યો તેહજી ॥ બાંધે બંધ તે પ્રેમસું ને એહ મીસે પરસે એહજી ૪૬

પટકો કસબી બાંધતા તેને પાલવ સોહેજી ॥ ઉપરેણો શ્રી હસ્તસું તે ઓઢે મનડુ મોહેજી ૪૭

કુંડલ જયોતિ તે જગમગે ને દુલરી મુકતા માલજી ॥ લોચન અતિ ચંચલ ઘણું ને કેસર તિલક સુભાલજી ૪૮

પોંચી રત્ન જડાવની અંગુઠી નંગ અમુલજી ॥ બાજુબંધ સોહામણા નહીંકો તોલજી ૪૯

લેઈ કટોરો કર ધરીને છીરકે કેસર છીંટજી ॥ મુસકની મનોહર મન હરીને માંડી જુએ છે મીટજી ૫૦

પ્રતિબિંબ છે નયનમાં જે સુંદર પ્રભુનું રૂપજી ॥ હરખે તે પોતે જોઈ પોતાનુ રૂપ અનુપજી ૫૧

સહુ ભકત કરે પહેરામણી તે વાગા અભિનવ રંગજી ॥ પ્રતિક્ષણુ છબી નૌતન હોએ પહેરે છે જે શ્રી અંગજી ૫૨

ભેટ કરે મન ભાવતી આભુષણનો નહીં પારજી ॥ મોતીએ પુરી આરતી તે વારે વારંવારજી ૫૩

જોઈ જોઈ લે ઓવરણા ને બોલે જયજયકારજી ॥ ચાંપાશંકર તેહ સમયે કરે છે અતિ મનુહારજી ૫૪

વ્હાલાને વિનતી કરી સેજે પધારો નાથજી ।। આજ તમો પોઢયા નહીં એમ બોલે સઘળો સાથજી ૫૫
આલસ મોડી તેહ સમય ઉઠયા શ્રી ગોકુલ ભુપજી ।। સેજયાએ આવી પહોઢીયા અતિસુંદર રૂપ અનુપજી ૫૬
આશિષ દે છે સહુ મલી ચીરંજીવો મારો નાથજી ।। નિત્ય લીલા નૌતન કરે એ વ્હાલો ને એ સાથજી ૫૭
ઉત્થાપન્ને સેજે બેઠા શ્રીમુખજી બોલ્યા રાજજી ।। તેર માસ પાછે નીકે કરી નિંદ્રા કીધી આજજી ૫૮
અનુભવને રસ વ્હાલો થઈ પ્રગટ કરે છે નેહજી ।। એહ મીસ રસ સુચન કરે છે મારગના જે તેહજી ૫૯
સેન આરતી કરી વ્હાલો પધારે છે નાથજી દ્વારજી ।। ચંચલ સિદ્ધ કરી આણ્યો ને સિદ્ધ થયા અસવારજી ૬૦
સાથે જુથ તે ભકતના તેહના ભાવ અતિ રસાલજી ।। અનુભવને આતુર ઘણુ તે રસના લોભ્યા બાલજી ૬૧
શ્રીનાથજી અતી મોદે ભર્યા મલવાને આતુર થાએજી ।। નિકટ પધાર્યા જાણીને વેંગે તે સામા જાયજી ૬૨
શ્રી ગોવર્ધન હરખ્યા ઘણુ તરૂ પલ્લવ લતા સમેતજી ।। ચરણ પરસ થાસે અમને ને જાણે છે મનમાં હેતજી ૬૩
ભકત સહુ હરખે ભર્યા આવી ચરણે નામે શીષજી ।। નીકે હો એમ વચન કહી નિજ મંદીર પધાર્યા નાથજી ૬૪
પછે અતિ પ્રસન્નસું નાહીને પધાર્યા મંદીર માંહાંજી ।। પરસ્પર હરખ્યા ઘણુને આનંદ પ્રગટયો ત્યાંહાંજી ૬૫
સ્નેહ વારતા બહુ કરે તેનું સમજે નહીં કો રૂપજી ।। હારદ્ર સહુ પોતા તણુ તે જાણી ગોકુલ ભુપજી ૬૬
ગુજરાતી કસબી વાગા ને સઘલો સાજજી ।। ભુષણ બહુ પ્રકારના જે નિત્યપ્રતિ આવે કાજજી ૬૭
હેત સહિત પહેરાવી ત્યાંહાં શોભાનો નહિ પારજી ।। સ્નેહ ગુપ્ત અનુભવી લહે તેહ જે છે સુખનું સારજી ૬૮
ભીતરીયા પરચારક ને જલઘરીયા ત્યાંહાં જેહજી ।। પહોરૂઆ ભંડારીને પહેરાવ્યા સહુ તેહજી ૬૯
કરૂણા કટાક્ષો જોઈને કર્યા સમાધાન સત્કારજી ।। હરખે સહુ આશિષ દઈને કરતા જયજયકારજી ૭૦
રાજભોગને સમય ત્યાંહાં સામગ્રી દીઠી ઓછીજી ।। ચાંપાશંકરને તેડીને વાત સહુ એ પુછીજી ૭૧
વીનતી કરી ભંડારમાં પ્રભુ નથી કસીએ ન્યુનજી ।। કારણરાજ સહુ જાણો તેમાં થઈ રહયો છે મુન્યજી ૭૨
આજ્ઞા દીધી આજ થકી ઉત્તમ સામગ્રી જેહજી ।। સમય સમય પહોંચાડો સહુ જે જોઈએ અહીં તેહજી ૭૩
પ્રતાપ પ્રભુ તણો હવે કો કરી શકે ઉચ્ચારજી ।। ઉત્તમ સકલ સામગ્રી પઠવું સદા જયાં અનિવારજી ૭૪
ત્યાંહાંથી પ્રભુ પધારીયા ફુલ ઘણી શ્રીઅંગજી ।। વૈજંતી કંઠેધરી તે નિરખે છે જે સંગજી ૭૫
મુસકની રસ સુચન કરે તે ધરે નહીં કો ધીરજી ।। વીરહ વ્યથા વ્યાપી રહી તેથી અતિસે છે ભીરજી ૭૬
મનોરથ તેહના મન તણા તે જાણે વ્હાલો હેજજી ।। ભોજન કરીને ઉતાવલા આવી બેઠા સેજજી ૭૭

બીડું શ્રીમુખમાં લીધું ને હસીત વદન અતિ દીસેજી ॥ આતુર એ રસ પાનના તે અતિસે હેયડું હીસેજી ૭૮
પ્રગટ કોટી મનમથ ત્યાં રસ વસથી કેલી વિલાસજી ॥ ભાગ્ય તેહોના અતિ ફલ્યા વ્હાલાજીએ પુરી આસજી ૭૯
સમાધાન સહુના કીધાં દીધાં બહુ પેરે માનજી ॥ જેહ કો આવ્યા તેહ સમય સહુને દીધા દાનજી ૮૦
બે દિવસ ત્યાંહાં રહયા સમે સમે નૌતન શોભાજી ॥ એ લીલા રસ અનુભવી લહે જે રંગ રૂપ રસ લોભ્યાજી ૮૧
શ્રી ગોકુલ વિજય કરવાને વ્હાલો ઉપર પધાર્યાજી ॥ ત્યાં સેવાની આજ્ઞા દીધી જેહ પ્રકાર સ્વતઃ વિચાર્યાજી ૮૨
વિદાય થઈ પાયોધારીયા પ્રભુ તેહનું રૂપ અવ્યકતજી ॥ જે જે જે સહુ ઉનમત થકા કરે આગલ પાછળ ભકતજી ૮૩
ગીરીથી ઉતરતા વિકસીત મુખ સોહે ઝલકતી ચાલજી ॥ તલેટીએ ઉભા ઉત્સાહે નીરખે બાલ રસાલજી ૮૪
સહુકો ભકત મધ્યે વ્હાલો નિજમંદીરમાં આવ્યાજી ॥ વાગો વેગે સમારી ખવાસ તે આગલ લાવ્યાજી ૮૫
મુહુરત સમય ધર્યો તે રાજે મંગલરૂપ અપારજી ॥ વાહન રથ ઘોડા હસ્તી સહુ સાજ કરી રાખ્યા દ્વારજી ૮૬
ભકત સહુ સંગે છે તેહને વેગે આજ્ઞા દીધીજી ॥ પોતે મન ઈચ્છા કરીને ગજે અસવારી કીધીજી ૮૭
સોહે ચિત્ર કુંભ સ્થળ ઉપર મખમલી સાજ અનુપજી ॥ સોહે ચોરાસી ચમર સૂંગાર તણુ જે રૂપજી ૮૮
વ્યાજે ઘંટા શબ્દ મનોહર ફીરતી ઘુઘર માલજી ॥ અંકુશ ગ્રહી કરમાંહાં વ્હાલે નિરંકુશ જુએ બાલજી ૮૯
ચાલે ચાલ ગર્વ અતિ સુંદર સહેજ એહનું રૂપજી ॥ ગુણનીધી વ્હાલે સેન અંગુઠે કરી ચલવ્યો તેહજી ૯૦
તેહ થકી ઉનમત થયો ગજમત તે મન માંહાંજી ॥ કામ દલણ દલમલણ માનત્રીય બેઠા રસવસ ત્યાંહાંજી ૯૧
એણી પેરે રસ વૃષ્ટિ ભકત પર કરી જણાવે પ્રીતેજી ॥ લીલા અનેક પ્રકાર તણી સુખ પ્રગટ થયું રસ રીતેજી ૯૨
ભકત તણે મન અધિકય મનોરથ મોહ તણો નહીં પારજી ॥ શ્રી ગોકુલ પધાર્યા વ્હાલો જીવન પ્રાણ આધાર ૯૩
કુટુંબ સહુ છોટા મોટાને પહેરામણી બહુ કીધીજી ॥ ..............................૯૪
મહાવન મથુરાના કીરતનીઆ તેડાવ્યા છે તેહજી ॥ ભુષણ ને બંધાલક ઘરના જોશી આશ્રાગત તેહજી ૯૫
પરચારક ને ગ્વાલ પોહોરૂઆ ધોબી નાઉ વારીજી ॥ પહેરામણી સહુકોને આપી હરખ્યા નર ને નારી ૯૬
અલૌકીક સામર્થસું ને અલૌકીક મર્યાદા રીતજી ॥ અનીરવચ્નની લીલા કરે ને દિનદિન અધીક પ્રીતજી ૯૭
એ લીલા રસ સિંધુનો કો કેમ કરે પ્રકાશજી ॥ અતિ અગાધ અપરમીત પરમીત નહીં પ્રભુની પદરજ આસજી ૯૮
શ્રી ગોકુલભાઈ મનોરથસું ઉછાહા તણો નહીં પારજી ॥ મનોરથ કીધો મન ધરી જસ થાએ પ્રગટ વીસ્તારજી ૯૯
જમુનાદાસ તેડાવીયા ને આલોચ્યા તેણી વારજી ॥ તેહ વચન માથે ધરીયને ઉધમ કીધો સારજી ૧૦૦

કૃપાપાત્ર એ રસ તણા ને ભકત તણી રૂચી જાણીજી ॥ લીલા ગોપ્ય પ્રગટ કરવાની પ્રભુએ ઈચ્છા આણીજી ૧૦૧
ક્રમ શ્રીમુખના વચનામૃત જમનાદાસે કીધોજી ॥ ભકત તણી પદરજ પ્રતાપથી તેહનો સંમત લીધોજી ૧૦૨
એ ગ્રંથ થયો ઈચ્છા થકી પ્રભુએ ઉપજાવ્યો ભાવજી ॥ પ્રભુ રૂચી માની બહુ ભકતને જણાવ્યો અતિ અનુભાવજી ૧૦૩
એ રસને જે કો ભગવદી સાંભલશે નર ને નારજી ॥ રસાવેશ થઈ અનુભવશે જે સાર તણું છે સારજી ૧૦૪
અભિલાષ મનોરથ વીધી વીધીના સ્વરૂપ સબંધી જેહજી ॥ સાંભલસે જેકો રૂચી કરી તેહના પુરણ થાશે તેહજી ૧૦૫
પાઠ "રસીક રસ ગ્રંથ"નો જે કરસે લેઈ નામજી ॥ સ્નેહ દાન હશે તેહને થાસે પુરણ કામજી ૧૦૬
અંતરાય પરીતાપ ને મન ખેદ ને પશ્ચાતાપજી ॥ ચિંતા સંકટ ભાંગસે જે કરસે એહનો જાપજી ૧૦૭
સાંભલસે સંભલાવસે મન ધરસે એહ વિચારજી ॥ તેહ લીલા ઉપયોગી થાસે ને માર્ગ ફલ અધીકારજી ૧૦૮
એણે પ્રકારે એણીપેરે એમ પરમ માંગલ્ય પ્રવેશજી ॥ રસનીધી નાગર મહાનાયક સુંદર પરમ સુદેશજી ૧૦૯
જેહને રૂચી ઉપજે ઘણી આ ગ્રંથને જો જો તેહજી ॥ વૈશ્નવ સહુને વિનવું મારી પ્રાર્થના એહજી ૧૧૦
ભાગ્યવતી ગુજરાતે પધારીને સેવા માની લીધીજી ॥ પુરણ રસાવેશથી રસભર ભીના લીલા રસમઈ કીધીજી ૧૧૧
અનેક ભકત ગુજરાત તણા એના ભાગ્ય વિસ્તાર તે કીધાજી ॥ યોગ્યતા અનુભવ રસે સહુ ભકતના કાજ અપરમીત સીધાજી ૧૧૨
આ લીલા બીજે તરંગે અને સોલ માંગલ્યે કરી એહજી ॥ કલી ચૌદસો એકાવન એ કહી અતિ ઉલટ ભરી તેહજી ૧૧૩
હવે આગલ રસનીધી મહાનાયક ગોકુલ પધારીને જેહજી ॥ આગલને ત્રીજે તરંગે કરી કહીશ લીલા તેહજી ૧૧૪
મહેદ ભકત ચરણ રેણુની અમને છે એ આસજી ॥ ગોપાલદાસ કરે વિનંતી નાગર ગોકુલદાસજી ૧૧૫

ઈતીશ્રી "ગુજરાત પ્રસંગ" નું માંગલ્ય-૧૬-સોલમું સમાપ્ત.

"ગુજરાત પ્રસંગ" સંપન્ન થયો.

# સંપાદકીય

સુજાતિના આરંભ પછી થોડા સમયે વાચકોની માગણીથી વ્રત, ઉત્સવ તથા શુભ દિવસો દર્શાવતી કોલમ શરૂ કરી જે છેક સુધી ચાલુ હતી. આ કોલમ શ્રીગુંસાંઇજીએ શરુ કરેલી ટીપણી અનુસાર પ્રકાશિત થતી હતી જેમાં બે તિથી હોય તો ઉત્સવ પહેલી તિથીનો ઉજવવો તેવો નિર્ણય શ્રીગુંસાંઇજીએ કર્યો હતો અને જયંતિ ઉત્સવની એકાદશીની બે તિથી હોય તો જયંતિ ઉત્સવ પહેલી એકાદશીના તથા વ્રત બીજી એકાદશીના કરવું તેવો નિર્ણય પણ શ્રીગુંસાંઇજીએ કર્યો હતો. આપણે જન્માષ્ટમી જયંતિ ઉત્સવ તરીકે નથી મનાવતા પરંતુ વ્રત મનાવીએ છીએ તેથી જન્માષ્ટમી બીજી તિથીના ઉજવીએ છીએ (વ્રત કરીએ છીએ). કાઠીયાવાડ તો સુજાતિને અનુસરી વ્રત ઉત્સવ મનાવે છે. પરંતુ મુંબઇ વાસીઓ સુજાતિથી વિરુધ્ધ બે તિથી હોય ત્યારે બીજી તિથીનો ઉત્સવ મનાવતા હતા પરંતુ આ વર્ષે પઠવણી ઉત્સવની બે તિથી હતી ત્યારે મુંબઇ વાસીઓ પોતાના સિધ્ધાંતને વફાદાર ન રહેતા પહેલી છઠનો પઠવણી ઉત્સવ મનાવ્યો તેવા સમાચાર મલ્યા છે. ૨૦૫૯માં માગશર સુદ ૭ ની બે તિથી છે. શ્રીગુંસાંઇજીના આદેશ મુજબ સુજાતિ પહેલી સપ્તમીનો મહાઉત્સવ છે તેમ દર્શાવે છે. મુંબઇ અને ભરૂચ સમાજને જેમ મનાવવો હોય તેમ મનાવે. મને એમ છે કે આ બન્ને ગામ પણ પહેલી સપ્તમીનો મહાઉત્સવ ઉજવશે કારણકે તે સિવાય તેમની પાસે બીજો કોઇ વિકલ્પ નથી. હવે પછી સુજાતિજ બંધ થયું છે એટલે આ કોલમ પ્રકાશિત ન થાય તે સમજાય તેવી વાત છે. એટલે ભવિષ્યમાં આ બન્ને સમાજ પણ ૨૦૫૯નો મહાઉત્સવ જે સિધ્ધાંતે મનાવે તે સિધ્ધાંતનેજ વફાદાર રહે તો સારું કહેવાય બાકી મુઝફરી બેઠક વગરના લોટાની જેમ એક ઉત્સવ આમ અને એક ઉત્સવ તેમ મનાવે તેમાં તેમનુ અને સમાજનુ પણ હિત નથી.

જયપુર સમાજ કયા કારણથી પાટણની ટીપણી માન્ય કરે છે તેનો ખ્યાલ નથી. આ વર્ષેજ પાટણની ટીપણીમાં શ્રીઆચાર્યજીનો ઉત્સવ મંગળવારે દર્શાવ્યો છે. જયારે શ્રીનાથજીની ટીપણીમાં મંગળવારે દશમીની વૃધ્ધી તિથી અને બુધવારે શ્રીઆચાર્યજીનો ઉત્સવ દર્શાવ્યો છે. સંપૂર્ણ પુષ્ટીમાર્ગ સમાજે શ્રીનાથજીની ટીપ્પણી મુજબ બુધવારે શ્રીઆચાર્યજીનો ઉત્સવ મનાવ્યો હતો. હમણાં કાઠીયાવાડમાં ઉત્સવ ઉજવાયો તેની કંકોત્રીમાં પાટણની ટીપ્પણી મુજબ મંગળવારે શ્રીઆચાર્યજીનો ઉત્સવ દર્શાવ્યો છે પરંતુ શ્રીબેઠકજીના માલીક ગૌ. સ્વા.શ્રી પ્રાણવલ્લભજી બાવાશ્રીએ બુધવારે ઉત્સવ મનાવ્યો હતો. આમ આપણા સમાજે પણ પાટણની ટીપ્પણીને અમાન્ય કરી છે છતાં પણ જયપુર સમાજ શા માટે પાટણની ટીપ્પણીને અનુસરે છે તે સમજાતું નથી.

આચાર્યજીના સમયમાં ટીપ્પણીની પ્રથા નહોતી. એક વખત ઉજજૈનના કૃષ્ણ ભટ્ટજીએ પોતાના સેવ્ય સ્વરૂપને મહા સુદ ૪ના વસંત પંચમી સમજીને ખેલાવ્યા હતા. જોકે ખેલાવ્યા હતા તો ઉજજૈનમાં પરંતુ ખેલની છીંટ અહીં શ્રીજીદ્વારમાં શ્રીનાથજીના વાગામાં લાગી હતી તે જોઇ શ્રીગુંસાંઇજીએ શ્રીનાથજીને પુછયું કે "બાબા આ શું?" શ્રીનાથજીએ કહયું કે મને આજે ભુલથી કૃષ્ણભટ્ટે ખેલાવ્યા છે તેથી વાગો રંગવાળો છે. શ્રીનાથજીનો જવાબ સાંભળી ગુંસાંઇજીએ વિચાર્યુ કે વૈષ્ણવોને અગાઉથી ઉત્સવની જાણ કરવી જરુરી છે કારણકે તેમ ન થાય તો ઠાકોરજીને પરિશ્રમ પડે. બસ ! ત્યારથી શ્રીગુંસાંઇજીએ વૈષ્ણવોને વ્રત તથા ઉત્સવની શ્રીજીદ્વારથી ખગોળશાસ્ત્રીના જાણકારની સેવા લઇ

